પદ્ય-ચમત્કાર—

આ પદ્યનાં ચારે ચરણોના છેવટના પાંચ અક્ષરો સમાન છે. આથી કરીને આ પદ્ય [1]પાદાંતસમપંચાક્ષરપુનરાવૃત્તિરૂપ યમકથી અલંકૃત છે એમ જોઇ શકાય છે.

* * * *

जैनसिद्धान्तप्रशंसा—

यद् दोषदारुदहनेषु रतः कृशानुः
स्यादापदुर्व्यपि हि यत् स्मरतः कृशा नुः ।
यद् वृष्टिरेव परिदाहिषु मेघजाऽलं
जैनं मतं हरतु तद् गुरु मेऽघजालम् ॥ ३ ॥

—वसन्त०

## टीका

यन्मतं दोषदारुदहनेषु रतः कृशानुः स्यात्-भवेत् । नुः-पुरुषस्य । किंविशिष्टस्य? स्मरतः । किं? यत् । उर्वी अपि आपत् कृशा-तन्वी भवति । यन्मतं वृष्टिरेव परिदहनशीलेषु । किंभूता? मेघजाऽलं, तन्मतं, गुरु-विस्तीर्णं, मे-मम ॥ ३ ॥

## अन्वयः

यद् दोष-दारु-दहनेषु रतः कृशानुः, यद् स्मरतः नुः उर्वी अपि आपत् हि कृशा स्यात्, यद् परिदाहिषु अलं मेघ-जा वृष्टिः एव तद् जैनं मतं मे गुरु अघ-जालं हरतु ।

## શબ્દાર્થ

यद् ( मू० यद् )=જે.
दोष=દોષ, દૂષણ.
दारु=કાષ્ઠ, લાકડું.
दहन=બાળવું તે.
दोषदारुदहनेषु=દોષરૂપી કાષ્ઠને બાળવામાં.
रतः ( मू० रत )=અનુરક્ત, આસક્ત.
कृशानुः ( मू० कृशानु )=અગ્નિ.
स्यात् ( धा० अस् )=થાય.
आपद्=આપત્તિ, વિપત્તિ.
उर्वी ( मू० उरु )=મોટી.
अपि=પણ.
हि=નિશ્ચયાત્મક અવ્યય.

---

[1] આ પ્રકારના યમકથી વિભૂષિત કાવ્ય જોવુ હોય, તો સ્તોત્ર-રત્નાકરના દ્વિતીય ભાગના પત્રાંક ૮૫-૯૪ તરફ દૃષ્ટિપાત કરો. ત્યાં જે વિહરમાણ-વિંશતિ-જિનસ્તવ નામનું કાવ્ય આપેલુ છે, તેનું ફક્ત પ્રથમ પદ્ય અત્ર ઉદાહરણ તરીકે આપવામાં આવે છે.

"सीमंधराधीश ! महाविदेह-
क्षोणीवतंसः सुमहा विदेह ! ।
भवान् भवत्ताविष ! वै नतेऽघ-
श्रीदोऽस्तु मे हविषवैनतेय ! ॥" —ઉપજાતિ.

निर्वाणकलिकायाम्—

"श्रुतदेवतां शुक्लवर्णा हंसवाहनां चतुर्भुजां वरदकमलान्वित-दक्षिणकरां पुस्तकाक्षमालान्वितवामकरां चेति ।"

 नि. सा. प्रेस.

यद् (मू० यद्)=જેને.
स्मरतः (मू० स्मरत्)=યાદ કરનારા.
कृशा (मू० कृश)=અલ્પ.
नुः (मू० नृ)=મનુષ્યની.
वृष्टिः (मू० वृष्टि)=વૃષ્ટિ, વરસાદ.
एव=જ.
परिदाहिषु (मू० परिदाहिन्)=સંતપ્તને વિષે.
मेघ=મેઘ, જળનું વાદળું.
जन्=ઉત્પન્ન થવું.
मेघजा=મેઘથી ઉત્પન્ન થનારી.
अलं=અત્યંત.
जैनं (मू० जैन)=જૈન, જિન-વિષયક.
मतं (मू० मत)=મત, દર્શન, સિદ્ધાન્ત.
हरतु (धा० हृ)=હરો, નાશ કરો.
तद् (मू० तद्)=તે.
गुरु=વિસ્તીર્ણ.
मे (मू० अस्मद्)=મારા.
अघ=પાપ.
जाल=સમૂહ.
अघजालं=પાપના સમૂહને.

## શ્લોકાર્થ

જૈન સિદ્ધાન્તની પ્રશંસા—

"જે (સિદ્ધાન્ત) દૂષણરૂપ કાષ્ઠને બાળી નાંખવામાં અનુરક્ત અગ્નિના સમાન હોય, તેમજ જેનું સ્મરણ કરનારા માનવની મોટી આપત્તિઓ પણ ખચ્ચિત અલ્પ થઇ જાય (અર્થાત્ તેનો અંત આવે) તથા જે (સંસારના સંતાપથી) દગ્ધ થયેલાઓને વિષે (શાંતિ અર્પણ કરવામાં) મેઘથી ઉત્પન્ન થયેલી અત્યંત વૃષ્ટિજ છે, તે જૈન શાસન મારા વિસ્તીર્ણ પાપ-સમૂહનો નાશ કરો."—૩

## સ્પષ્ટીકરણ

પદ્ય-ચમત્કાર—

આ પદ્યનાં ચરણો તરફ દૃષ્ટિપાત કરતાં જોઇ શકાય છે કે તેનાં પ્રથમ અને દ્વિતીય ચરણોના છેવટના પાંચ અક્ષરો અને બાકીનાં બે ચરણોના છેવટના ચાર અક્ષરો સમાન છે.

* * * *

श्रुतदेवता-संकीर्तनम्—

यां द्राग् भवन्ति सुरमन्त्रिसमा नमन्तः
संत्यज्य मोहमधियोऽप्यसमानमन्तः ।
वाग्देवता हतकुवादिकुला भवर्णात्
सा पातु कुन्दविकसन्मुकुलाभवर्णा ॥ ४ ॥ १ ॥

—वसन्त०

## टीका

सा वाग्देवता भवर्णात् पातु । यां अधियोऽपि जना नमन्तः सुरमन्त्रिसमा भवन्ति । मोहं-अज्ञानं संत्यज्य । किंविशिष्टं ? असमानं, अन्तर्-मध्यवर्तिनं च । कुन्द-विकसन्मुकुलानां आभा-छाया यस्य वर्णस्य एवंविधो वर्णो यस्याः सा ॥ ४ ॥

## अन्वयः

अ-समानं, अन्तर् मोहं संत्यज्य यां नमन्तः अ-धियः अपि द्राक् सुर-मन्त्रि[न्]-समाः भवन्ति सा हत-कु-वादिन्-कुला, कुन्द-विकसत्-मुकुल-आभ-वर्णा वाच्-देवता भव-ऋणात् (वः) पातु ।

## શબ્દાર્થ

यां ( मू० यद् )=જેને.
द्राक्=સત્વર, ઝટ.
भवन्ति ( धा० भू )=થાય છે.
सुर=દેવતા.
मन्त्रि[न्]=પ્રધાન.
सुरमन्त्रिसमाः=દેવગુરૂ(બૃહસ્પતિ)ના સમાન.
नमन्तः ( मू० नमत् )=નમસ્કાર કરનારા.
संत्यज्य ( धा० त्यज् )=ત્યાગ કરીને, ત્યજી દઇને.
मोहं ( मू० मोह )=મોહને, અજ્ઞાનને.
धी=બુદ્ધિ, મતિ.
अधियः=અવિદ્યમાન છે બુદ્ધિ જેને વિષે એવા, જડ.
समान=તુલ્ય.
असमानं=નિરૂપમ, અસાધારણ.
अन्तर्=મધ્યવર્તી, આન્તરિક.
वाच्=વાણી.
देवता=દેવતા.
वाग्देवता=સરસ્વતી, શ્રુત-દેવતા.
हत ( धा० हन् )=નષ્ટ કરેલ.
कु=અનિષ્ટવાચક શબ્દ.
वादिन्=વાદી.
कुल=સમૂહ, સમુદાય.
हतकुवादिकुला=નાશ કર્યો છે [1]કુવાદીના સમુદાયનો જેણે એવી.
भव=સંસાર.
ऋण=ઋણ, દેવું, કરજ.
भवर्णात्=સંસારરૂપી કરજમાંથી.
सा ( मू० तद् )=તે.
पातु ( धा० पा )=રક્ષણ કરો, બચાવો.
कुन्द=મોગરાનું ફૂલ.
विकसत् ( धा० कस् )=વિકાસ પામતી, ખીલતી.
मुकुल=કળી, કલિકા.
आभा=છાયા, કાન્તિ.
वर्ण=વર્ણ, રંગ.
कुन्दविकसन्मुकुलाभवर्णा=કુન્દની વિકસ્વર થતી કલિકાની છાયા જેવો વર્ણ છે જેનો એવી.

## શ્લોકાર્થ

[2]શ્રુત-દેવતાની સ્તુતિ—

"અસાધારણ તેમજ આન્તરિક એવા અજ્ઞાનને ત્યજી દઇને, જેને નમસ્કાર કરનારા જડ (મનુષ્યો) પણ બૃહસ્પતિસમાન બને છે, તે શ્રુત-દેવતા કે જેણે કુવાદીઓના કુલનો સંહાર કર્યો છે તેમજ વળી જેનો વર્ણ કુન્દ( કુસુમ )ની વિકસ્વર થતી કલિકાની કાંતિના જેવો છે, તે સરસ્વતી (હે ભવ્ય જનો! તમને) ભવરૂપી કરજમાંથી બચાવો."—૪

## સ્પષ્ટીકરણ

પદ્ય-ચમત્કાર—

આ પદ્યનાં ચારે ચરણોના છેવટના પાંચ અક્ષરો સમાન છે. આથી કરીને આ પદ્ય પણ દ્વિતીય પદ્યની માફક પાદાંતસમપંચાક્ષરપુનરાવૃત્તિરૂપ યમકથી અલંકૃત છે.

---

૧ ખોટા તર્ક ઉઠાવનાર

૨ આ કાવ્યના ૭૬મા તેમજ ૮૦મા શ્લોકમાં પણ શ્રુત-દેવતાની સ્તુતિ કરવામાં આવી છે.

શ્રુત-દેવતાનું સ્વરૂપ—

શ્રુત-દેવતાના સંબંધમાં એવો ઉલ્લેખ છે કે તે શ્રુતની અધિષ્ઠાયિકા છે. વળી તેનો વર્ણ ચન્દ્ર, ક્ષીર, હિમ ઇત્યાદિના જેવો ધવલ છે અને તે કમલના ઉપર આરૂઢ થાય છે. વિશેષમાં તેને ચાર હાથ છે. તેના જમણા બે હાથ પુસ્તક અને માલા વડે અલંકૃત છે, જ્યારે ડાબા બે હાથ વીણા અને કમલથી વિભૂષિત છે. આ દેવીના સંબંધમાં નીચેનો શ્લોક પણ વિચારવા જેવો છેઃ—

"प्रकटपाणितले जपमालिका
कमलपुस्तकवेणुवराधरा ।
धवलहंससमा श्रुतवाहिनी
हरतु मे दुरितं भुवि भारती ॥" —દ્રુતવિલમ્બિત.

## २ श्रीअजितजिनस्तुतयः

अथ श्रीअजितनाथस्य स्तुतिः—

कुसुमबाणचमूभिरपीडित-
त्रिभिरतीव जगद्भिरपीडितः।
सकललोकमवन् वृजिनाजितः
शमयताद् दुरितानि जिनाजितः॥ ५॥

—द्रुतविलम्बितम्

### टीका

जिनश्चासावजितश्च स जिनाजितो दुरितानि शमयतात्। किं०? कुसुमबाणस्य-कन्दर्पस्य चम्वः शब्दाद्यास्ताभिः अपीडितः। त्रिजगद्भिः ईडितः-स्तुतः। किं कुर्वन्? अवन्-रक्षन्, (कं?) सकललोकं, (कस्मात्?) वृजिनं-पापं तदेवाजिः-संग्रामस्ततः॥ ५॥

### अन्वयः

कुसुम-बाण-चमूभिः अ-पीडितः, त्रिभिः जगद्भिः अपि अतीव ईडितः, वृजिन-आजि-तः सकल-लोकं अवन् जिन-'अजितः' दुरितानि शमयतात्।

### શબ્દાર્થ

कुसुम=પુષ્પ, ફૂલ.
बाण=બાણ.
कुसुमबाण=પુષ્પ છે બાણ જેનું તે, કામદેવ.
चमू=લશ્કર, સેના, ફોજ.
कुसुमबाणचमूभिः=કામદેવની સેનાઓ વડે.
पीडित (धा० पीड्)=દુઃખી થયેલ.
अपीडितः=નહિ પીડાયેલ.
त्रिभिः (मू० त्रि)=ત્રણ વડે.
अतीव=અત્યંત.
जगद्भिः (मू० जगत्)=જગતો વડે.
ईडितः (मू० ईडित)=સ્તુતિ કરાયેલ.

सकल=સમસ્ત.
लोक=જગત્, દુનિયા, વિશ્વ.
सकललोकं=સમસ્ત જગત્ને.
अवन् (मू० अवत्)=પાળનારા, રક્ષણ કરનારા.
वृजिन=પાપ.
आजि=સંગ્રામ, લડાઇ.
वृजिनाजितः=પાપરૂપ સંગ્રામથી.
शमयतात् (धा० शम्)=શાંત કરો, નષ્ટ કરો.
दुरितानि (मू० दुरित)=પાપોને.
अजित=અજિતનાથ, બીજા તીર્થંકર.
जिनाजितः=અજિત જિન.

## શ્લોકાર્થ

**શ્રીઅજિતનાથની સ્તુતિ—**

"કંદર્પના સૈન્ય વડે નહિ પીડાયેલા એવા, તથા ત્રણે જગત્ વડે પણ અત્યંત સ્તુતિ કરાયેલા, તેમજ પાપરૂપ સંગ્રામથી સમસ્ત વિશ્વનું રક્ષણ કરનારા એવા 'અજિત જિનેશ્વર (હે ભવ્ય-જન! તમારાં) પાપોને નષ્ટ કરો."—૫

## સ્પષ્ટીકરણ

**પદ્ય-મીમાંસા—**

પદ્ય-ચમત્કારમાં આ કાવ્યમાંના તૃતીય પદ્યને મળતું આવતું આ પદ્ય (તેમજ ત્યાર પછીનાં ત્રણ પદ્યો) 'દ્રુતવિલંબિત' છંદમાં રચાયેલ છે. આ છંદનું લક્ષણ એ છે કે—

"अयि कृशोदरि! यत्र चतुर्थकं
　गुरु च सप्तमकं दशमं तथा ।
विरतिजं च तथैव विचक्षणै-
　र्द्रुतविलम्बितमित्युपदिश्यते ॥"

—શ્રુત૦ શ્લો૦ ૩૦.

અર્થાત્ હે સૂક્ષ્મ અંગવાળી! જે સમવૃત્તના ચોથા, સાતમા, દશમા અને અંત્ય અર્થાત્ બારમા અક્ષરો દીર્ઘ હોય છે, તે વૃત્તને પણ્ડિતો 'દ્રુતવિલમ્બિત' કહે છે.

આ વૃત્તમાં न, भ, भ અને र એમ ચાર ગણો છે. આથી કરીને એનું લક્ષણ એમ પણ બાંધવામાં આવે છે કે—

"द्रुतविलम्बितमाह नभौ भरौ"

આ વાત ધ્યાનમાં ઉતરે તેટલા માટે આ પદ્યના પ્રથમ ચરણ પ્રતિ દૃષ્ટિ-પાત કરીએ.

कु सु म । बा ण च । मू र्भि र । पी डि तः
　न　　　भ　　　भ　　　र

* * * *

**जिनेश्वराणां स्तुतिः—**

कृतवतोऽसुमतां शरणान्वयं
　सकलतीर्थकृतां चरणान् वयम् ।
सुरकृताम्बुजगर्भनिशान्तकान्
　रविसमान् प्रणुमोऽघनिशान्तकान् ॥ ६ ॥

—द्रुत०

---

૧ આ દ્વિતીય જિનેશ્વર અજિતનાથના ચરિત્રનું દિગ્-દર્શન કરવું હોય, તો સ્તુતિ-ચતુર્વિંશતિકા (પૃ૦ ૩૪) તરફ દૃષ્ટિ-પાત કરો.

## टीका

सकलतीर्थकृतां चरणान् वयं प्रणुमः । किंविधान्? कृतवतः । किं ? शरणान्वयं-शरणप्रवाहं असुमतां । सुरकृताम्बुजगर्भमेव निशान्तं-गृहं येषां ते सुर० । "शेषाद्विभाषा (द्वा)" (सिद्ध० अ० ७, पा० ३, सू० १७५) इति क (च्) प्रत्ययः । रविसमान्-सूर्यसमान् । अतः अघमेव निशा तस्या अन्तका-विनाशकाः ॥ ६ ॥

## अन्वयः

वयं सकल-तीर्थकृतां असु-मतां शरण-अन्वयं कृतवतः, सुर-कृत-अम्बुज-गर्भ-निशान्तकान्, रवि-समान्, अघ-निशा-अन्तकान् चरणान् प्रणुमः ।

## શબ્દાર્થ

**कृतवतः** ( मू० कृतवत् )=કરેલા.
**असु**=પ્રાણ.
**असुमतां** ( मू० असुमत् )=પ્રાણીઓના.
**शरण**=શરણ, બચાવ.
**अन्वय**=સંતતિ, પ્રવાહ.
**शरणान्वयं**=શરણની સંતતિને.
**तीर्थ**=(૧) ચતુર્વિધ સંઘ; (૨) દ્વાદશાંગી; (૩) પ્રથમ ગણધર.
**कृत्**=કરનાર.
**तीर्थकृत्**=તીર્થંકર, તીર્થપતિ.
**सकलतीर्थकृतां**=સર્વ તીર્થંકરોના.
**चरणान्** ( मू० चरण )=પાદોને, ચરણોને.
**वयं** ( मू० अस्मद् )=અમે.
**कृत** ( धा० कृ )=કરેલ, રચેલ.
**अम्बु**=જલ.
**अम्बुज**=જલમાં ઉત્પન્ન થાય તે, કમલ.
**गर्भ**=મધ્ય ભાગ.
**निशान्त**=ગૃહ.
**सुरकृताम्बुजगर्भनिशान्तकान्**=દેવ-રચિત કમલોનો મધ્ય ભાગ છે ગૃહ જેનું એવા.
**रवि**=સૂર્ય, સૂરજ.
**रविसमान्**=સૂર્યસમાન.
**प्रणुमः** ( धा० नु )=સ્તુતિ કરીએ છીએ.
**निशा**=રાત્રિ, રાત.
**अन्तक**=અન્ત આણનારા, વિનાશ કરનારા.
**अघनिशान्तकान्**=પાપરૂપી રાત્રિનો અંત આણનારા.

## શ્લોકાર્થ

**જિનેશ્વરોની સ્તુતિ—**

" પ્રાણીઓના શરણની સંતતિને કરેલાં ( અર્થાત્ અનેક ભવ્ય જીવો વડે આશ્રય લેવાયેલાં ) એવાં, તથા દેવ-રચિત કમલનો મધ્ય ભાગ છે ગૃહ જેનું એવાં,[1] વળી સૂર્ય-સમાન અને ( અતએવ ) પાપરૂપી રાત્રિનો અંત આણનારાં એવાં [2]સમસ્ત તીર્થપતિ-ઓનાં ચરણોને અમે સ્તવીએ છીએ."—૬

---

૧ જિનેશ્વરનાં ચરણોની નીચે દેવતાઓ કમલ સ્થાપે છે એ અત્ર સૂચવવામાં આવ્યું છે. આ વાતની **ભક્તામર-સ્તોત્ર** (શ્લો૦ ૩૨) પણ સાક્ષી પૂરે છે. આ હકીકત ઉપર **સ્તુતિ-ચતુર્વિંશતિકા** (પૃ૦ ૧૦૨) પણ પ્રકાશ પાડે છે.

૨ સમસ્ત તીર્થપતિઓથી ગત ચોવીસીના ચોવીસ તીર્થંકરો સમજવા એ તો દેખીતી વાત છે. છતાં પણ આ સંબંધમાં વિશેષ માહિતી જોઇતી હોય તો **સ્તુતિ-ચતુર્વિંશતિકા**ના પૃ૦ ૩૭-૩૯ તરફ દૃષ્ટિ-પાત કરો.

## સ્પષ્ટીકરણ

પદ્ય-ચમત્કાર—

આ તેમજ ત્યાર પછીનાં બે પદ્યો પણ [1]પાદાંતસમચતુરક્ષરપુનરાવૃત્તિરૂપ યમકથી શોભે છે, કેમકે તેનાં ચારે ચરણોમાં છેવટના ચાર ચાર અક્ષરો સમાન છે.

* * * *

---

૧ આ પ્રકારના યમકથી વિભૂષિત એવું એક આઠ પદ્યનું શ્રીપાર્શ્વજિન-સ્તોત્ર શ્રીજિનપ્રભસૂરિએ રચેલું છે. તે નીચે મુજબ છે:—

"श्रीपार्श्व ! पादानतनागराज !
मोल्लसर्पदेनःकफनागराज ! ।
सतां हृतासत्परिणामरागं
त्वां संस्तुमः स्थैर्यगुणामरागम् " ॥ १ ॥–ઉપજાતિ.

"હે શ્રીપાર્શ્વ! જેનાં ચરણોને પ્રણામ કર્યો છે નાગરાજે (ધરણેન્દ્રે) એવા હે નાથ! વધતા જતા એવા પાપરૂપી કફ પ્રતિ (તેનો વિનાશ કરવામાં) સુંઠ સમાન! હે જન્મ-રહિત (જિનેશ્વર)! નાશ કર્યો છે સજ્જનોના દુષ્ટ પરિણતિવાળા રાગનો જેણે એવા તથા સ્થિરતારૂપી ગુણમાં મેરૂસમાન એવા તને અમે સ્તવીએ છીએ."—૧

"ये मर्त्यदेवासुरमाननीयं
पश्यन्ति ते श्रीभरमाननीयम् ।
सद्यस्त्रिलोकीतिलकामितानि
सिध्यन्ति तेषामिह कामितानि " ॥ २ ॥–ઇન્દ્રવજ્રા.

"હે ત્રૈલોક્યને વિષે તિલકસમાન (તીર્થંશ્વર)! માનવ, દેવ અને દાનવને માનનીય એવું તેમજ વળી શોભાથી ભરપૂર એવા તારા મુખને જેઓ જુએ છે, તેમના અપરિમિત મનોરથો અત્ર સત્વર ફલીભૂત થાય છે."—૨

"दृशोर्द्वयं पद्मदलानुकारं
नाशिश्रयत् ते कमलानुकारम् ? ।
कुतोऽन्यथा त्वन्नतिदीक्षितेषु
सर्वश्रियां प्रेम तद्वीक्षितेषु ? " ॥ ३ ॥–ઉપજાતિ.

"પદ્મના પત્રનું અનુકરણ કરનારા એવા તારા નેત્ર-યુગલ શું-લક્ષ્મીનું અનુકરણ નથી કરતા? એમ નહિ હોય તો તારા પ્રણામને વિષે દીક્ષિત તેમજ તારા નેત્ર-યુગલ વડે જોવાએલા (અર્થાત્ તારા કૃપા-પાત્ર) એવા (મનુષ્યો) ને વિષે સમસ્ત સંપત્તિનો પ્રેમ ક્યાંથી (હોય)?"—૩

"अभ्यर्हितं भव्यकदम्बकानां
हर्षप्रकर्षोल्लसदम्बकानाम् ।
सेवन्ति ये त्वां विधिवद्भजन्ते
निर्वाणसौख्यं बुधवल्लभं ते " ॥ ४ ॥–ઇન્દ્રવજ્રા.

"હર્ષના પ્રકર્ષને લઇને દેદીપ્યમાન છે નેત્રો જેનાં એવા ભવ્ય-સમુદાયોને પૂજ્ય (તેમજ પણ્ડિતોને પ્રિય) એવા તને જેઓ વિધિપૂર્વક ભજે છે, તેઓ પણ્ડિતોને પ્રિય એવું મોક્ષનું સુખ પામે છે."—૪

जिनवाणी-प्रशंसा—

> कृतसमस्तजगच्छुभवस्तुता
>
> जितकुवादिगणाऽस्तभवस्तुता ।
>
> अवतु वः परिपूर्णनभा रती-
>
> र्नृमरुते ददती जिनभारती ॥ ७ ॥

—द्रुत०

---

" रतेरहंकल्पनायिकाभि-
र्वपुःश्रिया ते सुरनायिकाभिः ।
नाक्षोभि चेतः परभावलीन-
मचिन्त्यविस्तारिशुभावलीनम् " ॥ ५ ॥–ઉપજાતિ.

"(કંદર્પની પત્ની) રતિના ગર્વને દૂર કરનારી એવી સુરાંગનાઓ પોતાના દેહની સંપત્તિદ્વારા, ઉત્તમ ભાવને વિષે લીન એવા, તેમજ અચિન્ત્ય, વિસ્તીર્ણ અને શુભ એવી શ્રેણિઓના સ્વામી એવા તારા ચિત્તને ચલિત કરી શકી નહિ."—૫

" प्रभो ! तवाऽस्तस्मरराजमाने
नखांशुजालेन विराजमाने ।
क्रमाम्बुजे लक्ष्मिगृहे रसेन-
क्ष्माशक्रार्चनीय ! स्तुमहे रसेन " ॥ ६ ॥–ઉપજાતિ.

"હે નાથ! હે પૃથ્વી-પતિઓના તેમજ ઇન્દ્રોના પૂજ્ય! લક્ષ્મીના મંદિરરૂપ એવાં, વળી નખનાં કિરણોના સમૂહ વડે શોભતાં, તેમજ વળી દળી નાંખ્યો છે કંદર્પરાજના ગર્વને જેણે એવાં તારાં ચરણોની અમે પ્રેમપૂર્વક સ્તુતિ કરીએ છીએ."—૬

" आकाङ्क्षिता बहुविधं जनताभिरामा-
स्पृष्टा महोदयपुरी ध्रुवताभिरामा ।
अप्यध्वरश्रुतितपःसवनादृते न
पुंसाऽऽप्यते जिन ! तव स्तवनादृतेन ? " ॥ ७ ॥–વસન્તતિલકા.

"લોકો વડે બહુ પ્રકારે આકાંક્ષા (ઇચ્છા) રખાયેલી એવી, વ્યાધિ વડે નહિ સ્પર્શ કરાયેલી (અર્થાત્ અવ્યાબાધ) એવી, તેમજ નિશ્ચયતા વડે મનોહર એવી મહોદય-નગરી (મુક્તિ-પુરી) ને (પણ) યજ્ઞ, શ્રુતિ, તપ અને સ્નાન કર્યા વિના પણ હે વીતરાગ! તારા સ્તવનને વિષે આદરવાળો મનુષ્ય શું પામતો નથી કે!"—૭

" इत्थं फणीन्द्रसततश्रितपार्श्व ! नाऽथ
स्त्री वा स्तवं पठति यस्तव पार्श्वनाथ ! ।
तस्मै स्पृहामवृजिनप्रभवाय ! नव्या
लक्ष्मीर्बिभर्ति सुमनःसमवायनव्या " ॥ ८ ॥–વસન્તતિલકા.

"હે નાગેન્દ્ર વડે નિરંતર આશ્રય લેવાયેલો છે જેની બાજુનો એવા હે (નાથ)! હે પાર્શ્વનાથ! પુણ્યની ઉત્પત્તિનો લાભ છે જેના દ્વારા એવા હે (ઈશ્વર)! જે નર કે નારી તારા (આ) સ્તોત્રનું પઠન કરે છે, તેવાની, નવીન (અર્થાત્ તરૂણ) એવી તેમજ દેવોના સમુદાયને નવ્ય (સ્તુતિ કરવા લાયક) એવી લક્ષ્મી ઇચ્છા રાખે છે."—૮

## टीका

जिनभारती-वाग् अवतु । वः-युष्मान् । शुभवस्तूनां भावः शुभवस्तुता, कृता समस्तजगतः शुभवस्तुता यया सा तथाविधा । जितः कुवादिगणो यया सा । अस्तो-विक्षिप्तो भवः-संसारो यैः एतावता साधवस्तैः स्तुता इत्यर्थः । गाम्भीर्यशब्देन परिपूर्णं नभो यया । नरश्च मरुतश्च नृमरुत् तस्मै नृमरुते । रतीः-सुखानि । ददती-प्रयच्छन्ती । या वाग् ॥७॥

## अन्वयः

कृत-समस्त-जगत्-शुभ-वस्तुता, जित-कु-वादिन्-गणा, अस्त-भव-स्तुता, परिपूर्ण-नभाः, नृ-मरुते रतीः ददती जिन-भारती वः अवतु ।

## શબ્દાર્થ

समस्त=અખિલ, સંપૂર્ણ.
जगत्=દુનિયા.
शुभ=શુભ.
वस्तु=પદાર્થ.
कृतसमस्तजगच्छुभवस्तुता=કર્યું છે અખિલ વિશ્વને શુભ વસ્તુના ભાવવાળું જેણે એવી.
जित (ધા० जि)=જીતેલા, પરાજિત કરેલા.
गण=સમુદાય, સમૂહ.
जितकुवादिगणा=પરાજય કર્યો છે કુવાદીઓના સમુદાયનો જેણે એવી.
स्तुत (ધા० स्तु)=સ્તુતિ કરાયેલ.
अस्तभवस्तुता=પરાસ્ત કર્યો છે સંસાર જેમણે એવા વડે સ્તુતિ કરાયેલી.
अवतु (ધા० अव्)=બચાવો, રક્ષણ કરો.
वः (મૂ० युष्मद्)=તમને.
परिपूर्ण (ધા० पृ)=પૂરી દીધેલ.
नभस्=આકાશ, ગગન.
परिपूर्णनभाः=પૂરી નાંખ્યું છે ગગન જેણે એવી.
रतीः (મૂ० रति)=સુખોને.
नृ=મનુષ્ય, માનવ.
मरुत्=દેવ, અમર.
नृमरुते=માનવ અને અમરને.
ददती (ધા० दा)=આપનારી.
भारती=વાણી, દેશના.
जिनभारती=જિન-વાણી, જિનેશ્વરની દેશના.

## શ્લોકાર્થ

જિન-વાણીની પ્રશંસા—

"કર્યું છે અખિલ વિશ્વને શુભ વસ્તુના ભાવમય જેણે એવી, તેમજ જીત્યો છે કુવાદીઓના સમુદાયને જેણે એવી, તથા વળી નષ્ટ કર્યો છે[1] (ચોર્યાસી લાખ યોનિરૂપ) સંસાર જેણે એવા (મુનિવરો) વડે સ્તુતિ કરાયેલી, અને વળી (ગાંભીર્યાદિક ગુણે કરીને) પૂરી નાંખ્યું છે ગગન જેણે એવી, તેમજ માનવ તથા દેવને સુખો અર્પણ કરનારી એવી જિન-વાણી (હે ભવ્યો!) તમારૂં રક્ષણ કરો."—૭

❀ ❀ ❀ ❀

---

૧ આ સંબંધમાં જુઓ ન્યાયકુસુમાંજલિ (પૃ૦ ૩૦૧-૩૦૨).

धरणपट्टमहिलायाः स्तुतिः—

सुफणरत्नसरीसृपराजितां
रिपुबलप्रहतावपराजिताम् ।
स्मरत तां धरणाग्रिमयोषितं
जिनगृहेषु यया श्रमयोषितम् ॥ ८ ॥

—द्रुत०

### टीका

धरणाग्रिमयोषितं-पट्टमहिलां स्मरत । किंभूतां ? सुफणेषु रत्नानि येषां ते तथाविधाः सरीसृपाः-सर्पास्तैः राजिताम् । रिपुबलप्रहतौ अपराजिताम् । जिनालयेषु यया श्रम-रहितया उषितं-निवसितम् ॥ ८ ॥

### अन्वयः

यया अ-श्रमया जिन-गृहेषु उषितं, तां सु-फण-रत्न-सरीसृप-राजितां, रिपु-बल-प्रहतौ अ-पराजितां (अथवा अपर-अजितां) 'धरण'-अग्रिम-योषितं स्मरत ।

### શબ્દાર્થ

सु=શ્રેષ્ઠતાવાચક અવ્યય.
फण=ફેણ.
रत्न=રત્ન, મણિ.
सरीसृप=સર્પ, સાપ.
राजित (धा० राज्)=શોભાયમાન, સુશોભિત.
सुफणरत्नसरीसृपराजितां=જેની સારી ફેણોમાં રત્ન છે એવા સર્પો વડે સુશોભિત.
रिपु=શત્રુ, દુશ્મન.
बल=સૈન્ય
प्रहति=નાશ
रिपुबलप्रहतौ=શત્રુના સૈન્યનો નાશ કરવામાં.
पराजित (धा० जि)=હારી ગયેલ.
अपर=અન્ય.
अजित=નહિ જીતાયેલ.
अपराजितां=(૧) નહિ જીતાયેલી; (૨) અન્ય કોઇથી નહિ જીતાયેલી.
स्मरत (धा० स्मृ)=તમે સ્મરણ કરો.
तां (मू० तद्)=તેને.
धरण=ધરણેન્દ્ર, નાગ-પતિ.
अग्रिम=પ્રથમ, મુખ્ય.
योषित्=સ્ત્રી, પત્ની.
धरणाग्रिमयोषितं=ધરણેન્દ્રની પટ્ટરાણીને.
गृह=ઘર
जिनगृहेषु=જિનાલયોને વિષે.
यया (मू० यद्)=જેના વડે.
श्रम=પરિશ્રમ, થાક.
अश्रमया=અવિદ્યમાન છે પરિશ્રમ જેને વિષે એવી, થાક-રહિત
उषितं (धा० वस्)=રહેવાયું, નિવાસ કરાયો.

### શ્લોકાર્થ

ધરણેન્દ્રની પટ્ટરાણીની સ્તુતિ—

"અવિદ્યમાન છે પરિશ્રમ જેને વિષે એવા જેનાથી જિનાલયોમાં નિવાસ કરાયો,

તે, રત્ન છે જેની સારી ફેણોમાં એવા સર્પો વડે સુશોભિત એવી, તેમજ વળી શત્રુ-ઓના સૈન્યનો સંહાર કરવામાં કોઇથી પણ ગાંજી ન જાય એવી (તે) ધરણેન્દ્રની અગ્ર-મહિષીને (હે મુમુક્ષુ જનો!) તમે સ્મરો."—૮

## સ્પષ્ટીકરણ

ધરણેન્દ્ર—

જૈન શાસ્ત્રમાં દેવોના (૧) ભુવનપતિ, (૨) વ્યંતર, (૩) જ્યોતિષ્ક અને (૪) વૈમાનિક એમ ચાર પ્રકારે બતાવ્યા છે. તેમાં વળી ભુવનપતિના (૧) અસુર-કુમાર, (૨) નાગ-કુમાર, (૩) વિદ્યુત્-કુમાર, (૪) સુપર્ણ-કુમાર, (૫) અગ્નિ-કુમાર, (૬) વાયુ-કુમાર, (૭) મેઘ-કુમાર, (૮) ઉદધિ-કુમાર, (૯) દ્વીપ-કુમાર અને (૧૦) દિક્-કુમાર એમ દશ ભેદો છે. આ ભેદોમાંના નાગકુમાર દેવોના બે ઇન્દ્રો છે અને તેમને ધરણ અને ભૂતાનંદના નામથી ઓળખવામાં આવે છે. આ ઉપરથી જોઇ શકાય છે કે ધરણેન્દ્ર એ નાગકુમાર દેવોના ઇન્દ્રનું નામ છે. આ ઇન્દ્ર દક્ષિણ દિશાનો સ્વામી છે. આ ઇન્દ્રને છ અગ્ર-મહિષીઓ છે. તેનાં નામોના સંબંધમાં સ્થાનાંગ-સૂત્ર (પત્રાંક ૩૬૧)માં કહ્યુ છે કે—

"धरणस्स णं नागकुमारिंदस्स नागकुमाररन्नो छ अग्गमहिसीओ पं० तं०—(१) अला, (२) सक्का, (३) सतेरा, (४) सोतामणी, (५) इंदा, (६) घणविजया"

અર્થાત્ નાગકુમારના ઇન્દ્ર ધરણેન્દ્રની (૧) અલા, (૨) શક્રા, (૩) સતેરા, (૪) સૌદામિની, (૫) ઇન્દ્રા અને (૬) ઘનવિદ્યુતા એમ છ પટ્ટરાણીઓ છે.

१ "धरणस्य नागकुमारेन्द्रस्य नागकुमारराज्ञः षड् अग्रमहिष्यः प्रज्ञप्तास्तद्यथा—(१) अला, (२) शक्रा, (३) सतेरा, (४) सौदामिनी, (५) इन्द्रा, (६) घनविद्युता"।

अथ श्रीशंभवनाथस्य स्तुतिः—

नमो भुवनशेखरं दधति ! देवि ! ते वन्दिता-
मितिस्तुतिपराऽगमत् त्रिदशपावली वन्दिता ।
यदीयजननीं प्रति प्रणुत तं जिनेशं भवं
निहन्तुमनसः सदाऽनुपमवैभवं 'शंभवम्' ॥ ९ ॥

—पृथ्वी (८,९)

## टीका

यदीयजननीं प्रति त्रिदशपावली—इन्द्रावली वन्देर्भावो—वन्दिता तां वन्दितां अगमत्—गतवती इतिस्तुतिपरा सती हे भुवनमुकुटं पुत्रं दधति—धारयमाणे! हे देवि! ते—तुभ्यं नमोऽस्तु । इन्द्रावली किंभूता? वन्दिता । कैः? देवादिभिः इति गम्यते । तं जिनेशं भवं निहन्तुमनसः सन्तः प्रणुत यूयं निरुपमभूतिम् ॥ ९ ॥

## अन्वयः

(हे) भुवन-शेखरं दधति ! देवि ! ते नमः इति-स्तुति-परा, वन्दिता त्रिदश-प-आवली यदीय-जननीं प्रति वन्दितां अगमत्, तं अनुपम-वैभवं जिन-ईशं 'शंभवं' भवं [1]निहन्तु-मनसः प्रणुत ।

## શબ્દાર્થ

नमस्=નમસ્કાર હોજો.
शेखर=મુકુટ.
भुवनशेखरं=ત્રૈલોક્યના મુકુટસમાનને
दधति ! ( मू० दधती )=હે ધારણ કરનારી !
देवि ! ( मू० देवी )=હે દેવી !
ते ( मू० युष्मद् )=તને.
वन्दितां ( मू० वन्दिता )=બન્દીપણાને.
इति=આ પ્રમાણે.
स्तुति=સ્તુતિ, સ્તવન.
पर=તત્પર.
इतिस्तुतिपरां=એ પ્રમાણેની સ્તુતિમાં તત્પર.
अगमत् ( धा० गम् )=પ્રાપ્ત થતી હવી.
त्रिदश=દેવ, સુર.
त्रिदशप=દેવેન્દ્ર, સુરપતિ.
आवली=શ્રેણિ.
त्रिदशपावली=સુરેન્દ્રની શ્રેણિ.

---

1 संबोधनार्थे वा ।

वन्दिता (ધા૦ वन्द्)=વન્દન કરાયેલી.
यदीय=જેની.
जननी=માતા.
यदीयजननीं=જેની માતાને.
प्रति=ને
प्रणुत (ધા૦ नु)=તમે સ્તુતિ કરો.
तं (મૂ૦ तद्)=તેને.
ईश=સ્વામી, પ્રભુ.
जिनेशं=તીર્થપતિને, જિનેશ્વરને.
भवं (મૂ૦ भव)=સંસારને.
निहन्तुं (ધા૦ हन्)=નાશ કરવાને.
मनस्=મન.
निहन्तुमनसः=નાશ કરવાના મનવાળા.
सदा=સર્વદા, હમેશાં.
अनुपम=અસાધારણ, નિરૂપમ.
वैभव=સંપત્તિ.
अनुपमवैभवं=નિરૂપમ છે સપત્તિ જેની એવાને.
शंभवं (મૂ૦ शंभव)=શંભવ(નાથ)ને.

## શ્લોકાર્થ

**શ્રીશંભવનાથની સ્તુતિ—**

"'હે ત્રૈલોક્યના મુકુટ(સમાન પુત્ર)ને (કુક્ષિમાં) ધારણ કરનારી દેવી! તને નમસ્કાર હોજો' એવી સ્તુતિ કરવામાં તત્પર એવી, તેમજ (દેવ અને દાનવ વડે) વન્દન કરાયેલી એવી સુરપતિઓની શ્રેણિ જેની માતા પ્રતિ બન્દિ-ભાવને ધારણ કરતી હવી, તે અસાધારણ સંપત્તિવાળા (તૃતીય) જિનેશ્વર [1]શંભવ(નાથ)ની (હે ભવ્ય-જનો!) સંસારનો નાશ કરવાના મનવાળા (થયા થકા) તમે સ્તુતિ કરો."—૯

## સ્પષ્ટીકરણ

**પદ્ય-મીમાંસા—**

આ કાવ્યની પદ્ધતિ-અનુસાર આ તેમજ ત્યાર પછીનાં ત્રણ પદ્યો પણ 'પૃથ્વી'-નામના સમવૃત્તમાં રચવામાં આવ્યાં છે. એનું લક્ષણ નીચે મુજબ છેઃ—

"द्वितीयमलिकुन्तले! यदि षडष्टमं द्वादशं
चतुर्दशमथ प्रिये! गुरु गभीरनाभिह्रदे!।
सपञ्चदशमान्तिकं तदनु यत्र कान्ते! यति-
र्गिरीन्द्रफणिभृत्कुलैर्भवति सुभ्रु! 'पृथ्वी' हि सा॥"

—શ્રુત૦ શ્લો૦ ૪૦.

કહેવાનું તાત્પર્ય એ છે કે હે ભ્રમરના સમાન (કૃષ્ણ) કેશવાળી (કામિની)! જે વૃત્તનો બીજો અક્ષર તેમજ હે પ્રિયા! જેના છઠ્ઠા, આઠમા, બારમા તથા ચૌદમા અક્ષરો પણ દીર્ઘ હોય અને વળી હે ઊંડી નાભિરૂપ હ્રદવાળી (લલના)! આ ઉપરાંત જેના પંદરમા અને છેવટના અર્થાત્ સત્તરમા અક્ષરો પણ દીર્ઘ હોય અને હે કાન્તા! જે વૃત્તમાં આઠમા અને ત્યાર પછીના નવ અક્ષરો બાદ વિરામ-સ્થાન હોય, તે વૃત્ત હે સુભ્રુ! 'પૃથ્વી' છે.

આ સત્તર અક્ષરના વૃત્તમાં ज, स, ज, स અને य એમ પાંચ ગણો છે, જ્યારે છેવટના બે અક્ષરો અનુક્રમે હ્રસ્વ અને દીર્ઘ છે. આ વાત લક્ષ્યમાં આવે એટલા-માટે આ પદ્યના પ્રથમ પાદ પ્રતિ નજર કરીએ.

---

૧ શ્રીશંભવનાથનું ટૂંક ચરિત્ર સ્તુતિ-ચતુર્વિંશતિકા (પૃ૦ ૪૮-૪૯) ઉપરથી જોઇ શકાશે.

न॑ मो॑ भु॑। व॑ न॑ शे॑। ख॑ रं॑ द्॑। ध॑ ति॑ दे॑। वि॑ ते॑ वन्। दि॑ ता॑
ज स ज स य ल ग

આથી કરીને તો 'પૃથ્વી' નું નીચે મુજબનું લક્ષણ ચરિતાર્થ થાય છે—

"जसौ जसयला वसुग्रहयतिश्च पृथ्वी गुरुः"

પદ્ય-ચમત્કાર—

આ પદ્યનાં ચારે ચરણોમાં છેવટના ત્રણ ત્રણ અક્ષરો સમાન છે (કેમકે યમકમય પદ્યમાં બકાર અને વકાર એક ગણાય છે[1]). આ પછીનું પદ્ય પણ આવી જાતના યમકથી વિભૂષિત છે.

ॐ ॐ ॐ ॐ

सकलजिनेश्वराणां जन्माभिषेकः—

सुमेरुगिरिमूर्धनि ध्वनदनेकदिव्यानके
सुरैः कृतमवेक्ष्य यं मुमुदिरेऽतिभव्या न के।
जगत्रितयपावनो जिनवराभिषेको मलं
सदा स विधुनोतु नोऽशुभमयं घनाकोमलम् ॥ १० ॥

—पृथ्वी

## टीका

ध्वनन्तः-शब्दयन्तः अनेक(के) दिव्यानका-दिव्यपटहा यस्मिन्। अतीव भव्याः के न प्रमुदिताः ?। नः-अस्माकं मलं-अष्टप्रकारं कर्म विधुनोतु-अपनयतु। घनं च तत् अकोमलं च कठिनमित्यर्थः ॥ १० ॥

## अन्वयः

ध्वनत्-अनेक-दिव्य-आनके सुमेरु-गिरि-मूर्धनि सुरैः कृतं यं (जिन-अभिषेकं) अवेक्ष्य के अति-भव्याः न मुमुदिरे? सः जगत्-त्रितय-पावनः जिन-वर-अभिषेकः नः अ-शुभ-मयं, घन-अ-कोमलं मलं सदा विधुनोतु।

## શબ્દાર્થ

सुमेरु=મેરૂ.
गिरि=પર્વત.
मूर्धन=ટોચ, શિખર.
सुमेरुगिरिमूर्धनि=મેરૂ પર્વતની ટોચ ઉપર.
ध्वनत् (धा० ध्वन्)=શબ્દાયમાન.
अनेक=અનેક.
दिव्य=દિવ્ય, સ્વર્ગીય.
आनक=દુંદુભિ, વાદ્ય-વિશેષ.
ध्वनदनेकदिव्यानके=વાગી રહી છે અનેક દિવ્ય દુંદુભિઓ જ્યાં એવા.

---

૧ સરખાવો—

"रलयोर्डलयोश्चैव, शसयोर्बवयोस्तथा।
वदन्त्येषां च सावर्ण्य-मलङ्कारविदो जनाः॥"

सुरैः (मू० सुर)=દેવો વડે.
कृतं (मू० कृत)=કરેલ.
अवेक्ष्य( धा० ईक्ष्)=જોઇને.
यं (मू० यद्)=જેને.
मुमुदिरे (धा० मुद्)=હર્ષિત થયા, હર્ષ પામ્યા.
अति=અતિશય.
भव्य=ભવ્ય, મોક્ષે જનાર.
अतिभव्याः=અતિશય ભવ્ય, અલ્પસંસારી.
न=નહિ.
के (मू० किम्)=કોણ.
त्रितय=ત્રણનો સમુદાય.
पावन=પવિત્ર કરનાર.
जगत्त्रितयपावनः=ત્રણે લોકને પવિત્ર કરનારા.
अभिषेक=અભિષેક.
जिनवराभिषेकः=જિનેશ્વરોનો અભિષેક.
मलं (मू० मल)=મલને.
सः (मू० तद्)=તે.
विधुनोतु (धा० धू)=નષ્ટ કરો, દૂર કરો.
मय=પ્રચુરતાવાચક શબ્દ.
अशुभमयं (मू० अशुभमय)=અશુચિથી ભરપૂર.
घन=નિબિડ, ગહન.
कोमल=મૃદુ, કોમળ.
घनाकोमलं=નિબિડ તેમજ કઠણ.

## શ્લોકાર્થ

સકલ જિનેશ્વરોનો જન્માભિષેક—

"વાગી રહી છે અનેક દિવ્ય દુંદુભિઓ જ્યાં એવા [1]મેરૂ ગિરિરાજના શિખર ઉપર દેવતાઓ દ્વારા કરાયેલ જે ([2]અભિષેક)ને જોઇને કયા સુભવ્ય જીવો ખુશી ન થયા? (અર્થાત્ સર્વે પ્રમુદિત થયા) તે ત્રૈલોક્યને પવિત્ર કરનારો જિનેશ્વરનો અભિષેક આપણા અશુચિથી ભરપૂર, ગહન તેમજ કઠણ એવા (અષ્ટ [3]કર્મરૂપી) મલનો સદા નાશ કરો."—૧૦

✻ ✻ ✻ ✻

श्रीसिद्धान्तपरिचयः—

> अपेतनिधनं धनं बुधजनस्य शान्तापदं
> प्रमाणनयसंकुलं भृशमसदृशां तापदम् ।
> जना ! जिनवरागमं भजत तं महासम्पदं
> यदीप्सथ सुखात्मकं विगतकामहासं पदम् ॥ ११ ॥

—पृथ्वी

---

૧ મેરૂ પર્વતની માહિતી માટે જુઓ સ્તુતિ-ચતુર્વિંશતિકા (પૃ૦ ૩૩).

૨ જન્મ-અભિષેક એ તીર્થંકરના પાંચ કલ્યાણકો પૈકી 'જન્મ-કલ્યાણક' સાથે સંબંધ ધરાવે છે. એની સ્થૂલ રૂપરેખા સારૂ જુઓ સ્તુતિ-ચતુર્વિંશતિકા (પૃ૦ ૩૦-૩૩).

૩ કર્મનું યત્કિંચિત્ સ્વરૂપ સ્તુતિ-ચતુર્વિંશતિકા (પૃ૦ ૬-૭) માં આલેખેલું છે.

## टीका

जिनवरागमं भजत यूयम् । अपेतं-गतं निधनं-पर्यन्तो यस्य । शान्ता आपदो येन तम् । प्रमाणानि-प्रत्यक्षादीनि नया-नैगमादयः तैः संकुलम् । असत्यः-अशोभना दृष्टयो येषां ते तथाविधानां तापदम् । महत्यः सम्पदो यस्मिन्नागमे तम् । यदि ईप्सथ सुखरूपं पदम् । किंभूतं ? विगतः कामहासो यस्मिन् पदे तत् ॥ ११ ॥

## अन्वयः

(हे) जनाः ! यदि सुख-आत्मकं विगत-काम-हासं पदं ईप्सथ, (तर्हि) अपेत-निधनं, बुध-जनस्य धनं, शान्त-आपदं, प्रमाण-नय-सङ्कुलं, असत्-दृशां भृशं ताप-दं, महत्-सम्पदं तं जिन-वर-आगमं भजत ।

## શબ્દાર્થ

अपेत ( धा० इ )=દૂર થયેલ, નષ્ટ થયેલ.
निधन=અંત, નાશ.
अपेतनिधनं=દૂર થયો છે અંત જેનો એવા.
धनं ( मू० धन )=ધન, દોલત.
बुध=ડાહ્યો માણસ, પણ્ડિત.
जन=લોક.
बुधजनस्य=પણ્ડિત પુરૂષોના.
शान्त ( धा० शम् )=શાન્ત થયેલ, નાશ પામેલ.
आपद्=કષ્ટ.
शान्तापदं=શાન્ત થઇ છે આપત્તિઓ જે દ્વારા એવા, નષ્ટ થયાં છે કષ્ટો જેથી એવા.
प्रमाण=પ્રમાણ, યથાર્થ જ્ઞાન.
नय=ખરેખરો અભિપ્રાય, નય.
सङ्कुल=મિશ્રિત, વ્યાપ્ત.
प्रमाणनयसङ्कुलं=પ્રમાણ અને નયો વડે વ્યાપ્ત.
भृशं=અત્યન્ત.
असत्=દુષ્ટ.
दृश्=દૃષ્ટિ.
असद्दृशां=મિથ્યા-દૃષ્ટિઓના.
ताप=સંતાપ.
दा=આપવું.
तापदं ( मू० तापद )=સંતાપ કરનારા.
जनाः ! ( मू० जन )=હે મનુષ્યો !
आगम=સિદ્ધાન્ત.
जिनवरागमं=જિનેશ્વરના સિદ્ધાન્તને.
भजत ( धा० भज् )=ભજો.
महत्=મહા, ઘણી.
सम्पद्=સંપત્તિ, સંપદા.
महासंपदं=મહાસંપત્તિ છે જેને વિષે એવા.
यदि=જો.
ईप्सथ ( धा० आप् )=તમે મેળવવા ઇચ્છો છો.
सुख=સુખ.
आत्मन्=આત્મા, સ્વરૂપ.
सुखात्मकं=સુખરૂપ.
विगत ( धा० गम् )=નષ્ટ થયેલ.
काम=કંદર્પ, કામદેવ, અનંગ.
हास=હાસ્ય.
विगतकामहासं=નષ્ટ થયાં છે કામ અને હાસ્ય જ્યાં એવા.
पदं ( मू० पद )=સ્થાનને.

## શ્લોકાર્થ

શ્રીસિદ્ધાન્તનો પરિચય—

"હે માનવો ! જો તમે સુખરૂપ તેમજ વિશેષતઃ ગયેલાં છે અનંગ અને હાસ્ય જ્યાંથી એવા (અર્થાત્ વિષય-વાસના અને હાસ્યથી વિમુખ એવા) (મોક્ષરૂપી)

निर्वाणकलिकायाम्—

"तत्राद्यां रोहिणीं धवलवर्णां सुरभिवाहनां चतुर्भुजामक्षसूत्रबाणान्वितदक्षिणपाणिं शङ्खधनुर्युक्तवामपाणिं चेति ।"

 नि. सा. प्रेस

પદની અભિલાષા રાખતા હો, તો તો નષ્ટ થયો છે નાશ જેનો (અર્થાત્ અવિનાશી) એવા, વળી પણ્ડિત પુરૂષોના ધનરૂપ, તથા વળી શાન્ત થઇ છે આપત્તિઓ જે દ્વારા એવા, તેમજ (પ્રત્યક્ષાદિક) [1]પ્રમાણો અને (નૈગમાદિ) [2]નયો વડે વ્યાપ્ત એવા, તેમજ વળી [3]મિથ્યાદૃષ્ટિઓને અત્યંત સંતાપ-કારક અને સમ્યગ્દૃષ્ટિઓને મહાસંપત્તિયુક્ત એવા તે જિનેશ્વરના સિદ્ધાન્તને તમે ભજો."—૧૧

## સ્પષ્ટીકરણ

પદ્ય-ચમત્કાર—

આ પદ્યનાં પ્રથમનાં બે ચરણોમાંના છેવટના ચાર ચાર અક્ષરો સમાન છે, જ્યારે બાકીનાં બે ચરણોમાં તો છેવટના પાંચ પાંચ અક્ષરો સમાન છે. તેરમું પદ્ય પણ આવા પ્રકારના **યમક**થી વિભૂષિત છે, પરતુ અત્ર વિશેષતા એ છે કે આ પદ્યનાં ચારે ચરણોમાં છેવટના બે બે અક્ષરો સમાન છે.

* * * *

रोहिणीदेव्याः स्तुतिः—

**शराक्षधनुशङ्खभृन्निजयशोवलक्षा मता**
**कृताखिलजगज्जनाहितमहाबलक्षामता ।**
**विनीतजनताविपद्द्विपसमृद्ध्यभिद्रोहिणी**
**ममास्तु सुरभिस्थिता रिपुमहीध्रभिद् 'रोहिणी' ॥१२॥३॥**

—पृथ्वी

## टीका

सुरभिस्थिता रोहिणी देवता रिपुपर्वतविदारिका ममास्तु । किंविशिष्टा ? शराक्षं धनुशब्द उकारान्तोऽप्यस्ति शङ्खान् विभर्तीति । निजयश इव वलक्षा । मता-अभीष्टा । समस्तजगतां अहिता-वैरिणः तेषां महाबलानि तेषां कृता क्षामता यया सा । विनीतजनताया विपद एव हस्तिनस्तेषां समृद्धिघातका ॥ १२ ॥

## अन्वयः

शर-अक्ष-धनु-शङ्ख-भृत्, निज-यशस्-वलक्षा, मता, कृत-अखिल-जगत्-जन-अहित-महत्-बल-क्षामता, विनीत-जनता-विपद्-द्विप-समृद्धि-अभिद्रोहिणी सुरभि-स्थिता 'रोहिणी' मम रिपु-महीध्र-भिद् अस्तु ।

---

૧ પ્રમાણસબંધી સ્થૂલ માહિતી ન્યાયવિશારદ ન્યાયતીર્થ મુનિશ્રી ન્યાયવિજયજીકૃત ન્યાયકુસુમાંજલિના તૃતીય સ્તબકમાંથી મળી શકશે

૨ આ નયોના ટુંક સ્વરૂપ સારૂ જુઓ સ્તુતિ-ચતુર્વિંશતિકા (પૃ૦ ૧૮-૨૨)

૩ મિથ્યા-દૃષ્ટિઓના ભવ્ય અને અભવ્ય એમ બે મુખ્ય ભેદો છે. આ સબધમાં વિશેષ માહિતી માટે જુઓ તત્ત્વાર્થાધિગમસૂત્રના ૩૨ મા સૂત્ર ઉપરની ટીકા.

## શબ્દાર્થ

शर=બાણ.
अक्ष=જપ-માલા.
धनु=ધનુષ્ય.
शङ्ख=શંખ.
भृ=ધારણ કરવું.
शराक्षधनुशङ्खभृत्=બાણ, જપ-માલા, ધનુષ્ય અને શંખને ધારણ કરનારી.
निज=પોતાની.
यशस्=કીર્તિ.
वलक्ष=ધવલ, શ્વેતવર્ણી.
निजयशोवलक्षा=પોતાની કીર્તિના જેવી ધવલ.
मता ( मू० मत )=અભીષ્ટ.
अखिल=સમસ્ત.
अहित=શત્રુ, વૈરી.
क्षामता=ક્ષીણપણું, દુર્બલતા.
कृताखिलजगज्जनाहितमहाबलक्षामता=સમસ્ત જગત્‌ના મનુષ્યોના શત્રુઓના મહાસૈન્યને ક્ષીણ કર્યું છે જેણે એવી.
विनीत=વિનયયુક્ત.
जनता=જન-સમૂહ.
विपद्=વિપત્તિ, આપત્તિ.
द्विप=કુંજર, હાથી.
समृद्धि=અત્યંત સંપત્તિ.
अभिद्रोहिणी ( मू० अभिद्रोहिन् ) દ્રોહ કરનારી, ક્ષય કરનારી.
विनीतजनताविपद्द्विपसमृद्ध्यभिद्रोहिणी=વિનયશીલ જન-સમૂહની વિપત્તિનો ક્ષય કરનારી.
मम ( मू० अस्मद् )=મારા.
अस्तु ( धा० अस् )=થાઓ.
सुरभि=ગાય.
स्थिता ( मू० स्थित ) બેઠેલી.
सुरभिस्थिता=ગાય ઉપર બેઠેલી.
महीध्र=મહીધર, પર્વત.
भिद्=ભાંગવું, તોડી નાંખવું.
रिपुमहीध्रभिद्=શત્રુરૂપી પર્વતને ભેદનારી.
रोहिणी=રોહિણી ( દેવી ).

## શ્લોકાર્થ

રોહિણી દેવીની સ્તુતિ—

"બાણ, જપ-માલા, ધનુષ્ય અને શંખને ધારણ કરનારી, પોતાની કીર્તિના જેવી ધવલ, વળી દુર્બલ બનાવ્યું છે સમસ્ત વિશ્વના માનવોના મહાસૈન્યને જેણે એવી, તથા વળી વિનયશીલ જન-સમૂહના કષ્ટરૂપી કુંજરની અત્યંત સંપત્તિનો ક્ષય કરનારી, તેમજ ગાય ઉપર આરૂઢ થયેલી એવી રોહિણી (દેવી) મારા દુશ્મનરૂપી પર્વતોને ભેદનારી થાઓ."—૧૨

## સ્પષ્ટીકરણ

પદ્ય-ચમત્કાર—

આ પદ્યના પદ્ય-ચમત્કારના સંબંધમાં એટલોજ ઉલ્લેખ કરવો બસ થશે કે તે ત્રીજા અને પાંચમા પદ્યને મળતું આવે છે. પરતુ તેમ માનવામાં વકાર અને બકારને એક ગણવા પડે છે તેનું શું એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. આના સમાધાનાર્થે કહેવાનું કે આ વાત તો આપણે નવમા પદ્યના સ્પષ્ટીકરણ ( પૃ૦ ૨૨ )માં વિચારી ગયા છીએ. છતાં પણ એમ નિવેદન કરવું અસ્થાને નહિ ગણાય કે—

"यमकश्लेषचित्रेषु, वबयोर्डलयोर्न भित्."

એ વાત સ્તુતિ-ચતુર્વિંશતિકા ( પૃ૦ ૯૧ ) માં પણ વિચારવામાં આવી છે.

શ્રીરોહિણીનું સ્વરૂપ—

'પુણ્ય બીજને ઉત્પન્ન કરે તે રોહિણી' એ **રોહિણી** શબ્દનો વ્યુત્પત્તિ–અર્થ છે. **રોહિણી** દેવી એ સોળ [1]વિદ્યા–દેવીઓ પૈકી એક છે. તેને ચાર હાથ છે. તેના જમણા બે હાથ જપ-માલા અને બાણુથી અલંકૃત છે, જ્યારે ડાબા બે હાથ શંખ અને ધનુષ્યથી શોભે છે. વળી તે કુન્દ, પુષ્પ, હિમ ઇત્યાદિકના જેવી શ્વેતવર્ણી છે અને ગાય એ એનું વાહન છે. આ હકીકત **નિર્વાણ–કલિકા** ઉપરથી જોઇ શકાય છે, કેમકે ત્યાં કહ્યું છે કે—

"तत्राद्यां रोहिणीं धवलवर्णां सुरभिवाहनां चतुर्भुजामक्षसूत्रबाणान्वितदक्षिणपाणिं शङ्खधनुर्युक्तवामपाणिं चेति."

આ વાતની નિમ્ન–લિખિત શ્લોક પણ સાક્ષી પૂરે છે:—

"शङ्खाक्षमालाशरचापशालि-
चतुष्करा कुन्दतुषारगौरा ।
गोगामिनी गीतवरप्रभावा
श्री'रोहिणी' सिद्धिमिमां ददातु ॥"

—આચાર–દિનકર, પત્રાંક ૧૬૧.

૧ જે દેવીમાં વિદ્યાની પ્રધાનતા હોય તેને વિદ્યાદેવી કહેવામાં આવે છે. આવી વિદ્યાદેવીઓ એકંદર સોળ છે—(૧) રોહિણી, (૨) પ્રજ્ઞપ્તિ, (૩) વજ્રશૃંખલા, (૪) વજ્રાંકુશી, (૫) ચક્રેશ્વરી, (૬) નરદત્તા, (૭) કાલી, (૮) મહાકાલી, (૯) ગૌરી, (૧૦) ગાંધારી, (૧૧) મહાજ્વાલા, (૧૨) માનવી, (૧૩) વૈરોટ્યા, (૧૪) અચ્છુપ્તા, (૧૫) માનસી અને (૧૬) મહામાનસી.

## ४ श्रीअभिनन्दनजिनस्तुतयः

अथ श्रीअभिनन्दननाथस्य स्तुतिः—

अभयीकृतभीतिमज्जनः
सुरपकृतातुलभूतिमज्जनः ।
यो भव्यमनोऽभिनन्दनः
शिवदः सोऽस्तु जिनो'ऽभिनन्दनः' ॥ १३ ॥

—वैतालीयम्

### टीका

अभयीकृतो भीतिमज्जनो येन सः । सुरपैः–इन्द्रैः कृतं अतुलभूत्या मज्जनं यस्य स तथाविधः ॥ १३ ॥

### अन्वयः

यः भव्य-मनस्-अभिनन्दनः, सः अभयीकृत-भीतिमत्-जनः, सुर-प-कृत-अतुल-भूति-मज्जनः 'अभिनन्दनः' जिनः शिव-दः अस्तु ।

### શબ્દાર્થ

भय=બીક.
अभयीकृत=નિર્ભય કરેલ.
भीति=ભય.
भीतिमत्=ભયભીત, બીધેલ.
अभयीकृतभीतिमज्जनः=નિર્ભય કર્યા છે ભયભીત મનુષ્યોને જેણે એવા.
सुरप=સુરપતિ, ઇન્દ્ર.
अतुल=અનુપમ.
भूति=સંપત્તિ.
मज्जन=જલાભિષેક, સ્નાન.
सुरपकृतातुलभूतिमज्जनः=સુરપતિઓએ કર્યો છે અસાધારણ સંપત્તિપૂર્વક જલાભિષેક જેનો એવા.
यः ( मू० यद् )=જે.
अभिनन्दन=આનંદ આપનારા.
भव्यमनोऽभिनन्दनः=ભવ્ય ( જીવો )ના ચિત્તને રંજન કરનારા.
शिव=(૧) મુક્તિ, નિર્વાણ; (૨) કલ્યાણ, સુખ.
शिवदः=(૧) મુક્તિ આપનારા; (૨) કલ્યાણકારી.
जिनः ( मू० जिन )=તીર્થંકર.
अभिनन्दनः (मू० अभिनन्दन)=અભિનન્દન (નાથ), ચતુર્થ તીર્થંકર.

## શ્લોકાર્થ

**શ્રીઅભિનન્દનનાથની સ્તુતિ—**

"જે ભવ્ય (જીવો)ના ચિત્તને આનંદ આપનારા છે, તે [1]અભિનન્દન જિન કે જેણે ભયભીત મનુષ્યોને નિર્ભય કર્યા છે, તેમજ જેનો, સુરપતિઓએ અપૂર્વ સંપત્તિ-પૂર્વક જલાભિષેક કર્યો હતો, તે (જિનેશ્વર) મોક્ષદાયક [અથવા સુખકારી] થાઓ."—૧૩

## સ્પષ્ટીકરણ

**પદ્ય-મીમાંસા—**

પદ્ય-ચમત્કારમાં ૧૧મા પદ્યને મળતું આવતું તેમજ ચારે ચરણોના અંત્ય અક્ષરની સમાનતારૂપ વિશિષ્ટતાથી યુક્ત આ પદ્ય (તેમજ ત્યાર પછીનાં સાત પદ્યો પણ) **વૈતાલીય** નામના છંદમાં રચાયેલ છે. આ છંદનું લક્ષણ વૃત્તરત્નાકરમાં નીચે મુજબ આપ્યું છે:—

"षड् विषमेऽष्टौ समे कलास्ताश्च समे स्युर्नो निरन्तराः ।
न समाऽत्र पराश्रिता कला वैतालीयेऽन्ते रलौ गुरुः ॥"

અર્થાત્ જે પદ્યનાં પ્રથમ અને તૃતીય ચરણોમાં છ છ માત્રા હોવા ઉપરાંત ત્યાર પછી રગણ અને ત્યાર પછીના બે અક્ષરો અનુક્રમે હ્રસ્વ અને દીર્ઘ હોય અને બાકીનાં બે ચરણોમાં આઠ આઠ માત્રા હોવા ઉપરાંત ઉપર કહ્યા મુજબ રગણ અને હ્રસ્વ અને દીર્ઘ એવા ઉપાન્ત્ય અને અન્ત્ય અક્ષરો હોય, તે પદ્ય 'વૈતાલીય' છંદમાં રચાયેલું સમજવું. વિશેષમાં દ્વિતીય અને ચતુર્થ ચરણોમાં સમસ્ત અક્ષરો લઘુ હોવા ન જોઇએ તેમજ સમ સંખ્યાવાળી એટલે બીજી, ચોથી, છઠ્ઠી અને આઠમી કલા ત્રીજી, પાંચમી અને સાતમીની સાથે મળેલ ન જોઇએ. વૈતાલીય છંદનું લક્ષણ યથાર્થ રીતે સમજાય તેટલા માટે આ પદ્યનાં પ્રથમ અને દ્વિતીય ચરણો તરફ દૃષ્ટિ-પાત કરીએ.

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | । | । | S | । | । | – | ⏑ | – | ⏑ | – | |
| પ્રથમ ચરણ. | अ | भ | यी | कृ | त । | भी | ति | मज् । | ज | नः | |
| | १ | १ | २ | १ | १ | | र | | ल | ग | |
| | । | । | । | । | S | । | । | – | ⏑ | – | ⏑ – |
| દ્વિતીય ચરણ. | सु | र | प | कृ | ता | तु | लं । | भू | तिं | मज् । | ज नः |
| | १ | १ | १ | १ | २ | १ | १ | | र | | ल ग |

❀ ❀ ❀ ❀

**તીર્થપતીનાં નુતિઃ—**

रक्षन्त्यचरं त्रसं च ये
कृतचरणाः शतपत्रसञ्चये ।
अपवर्गोपायशोधनाः
ते वः पान्तु जिना यशोधनाः ॥ १४ ॥

—वैता०

---

[1] આ ચતુર્થ તીર્થંકર અભિનન્દનનાથના ચરિત્ર ઉપર સ્તુતિ-ચતુર્વિંશતિકા (પૃ૦ ૬૪) થોડે ઘણે અંશે પ્રકાશ પાડે છે.

## टीका

ये जिना रक्षन्ति । अचरं-स्थावरं त्रसं च प्राणिनम् । कमलसञ्चये कृताश्चरणा यैस्ते तथाविधाः । मोक्षोपायशोधनाः । यश एव धनं येषां ते यशोधनाः ॥ १४ ॥

## अन्वयः

ये अ-चरं त्रसं च रक्षन्ति, ते शत-पत्र-सञ्चये कृत-चरणाः, अपवर्ग-उपाय-शोधनाः, यशस्-धनाः जिनाः वः पान्तु ।

## શબ્દાર્થ

रक्षन्ति ( धा० रक्ष् )=રક્ષણ કરે છે.
चर=હાલતું ચ'લતું.
अचरं ( मू० अचर )=સ્થાવર, એકેન્દ્રિય.
त्रसं=( मू० त्रस )=ત્રસ, હાલી ચાલી શકે તે, દ્વીન્દ્રિયાદિક.
च=અને, તથા.
ये ( मू० यद् )=જેઓ.
चरण=પાદ, પગ.
कृतचरणाः=સ્થાપન કર્યા છે ચરણોને જેમણે એવા.
शत=સો.
पत्र=પત્ર, પાંખડી.
शतपत्र=સો પાંખડીવાળું કમળ, શતપત્ર.
सञ्चय=સમૂહ.
शतपत्रसञ्चये=શતપત્રના સમૂહ ઉપર.
उपाय=સાધન.
शोधन=શોધ કરનાર
अपवर्गोपायशोधनाः=મોક્ષનાં સાધનની શોધ કરનાર.
पान्तु ( धा० पा )=રક્ષણ કરો, બચાવો.
जिनाः ( मू० जिन )=તીર્થંકરો.
धन=પૈસો.
यशोधनाः=કીર્તિ છે ધન જેમનું એવા.

## શ્લોકાર્થ

તીર્થંકરોની સ્તુતિ—

"જેઓ [1]સ્થાવર તેમજ [2]ત્રસ (જીવો)ની રક્ષા કરે છે, તે, શતપત્રના સમૂહ ઉપર ચરણને સ્થાપન કરનારા, મોક્ષ (માર્ગ)નાં સાધનની શોધ કરનારા તેમજ કીર્તિરૂપી ધનવાળા એવા તીર્થંકરો (હે ભવ્ય-લોક !) તમારૂ પરિપાલન કરો."—૧૪

## સ્પષ્ટીકરણ

પદ્ય-ચમત્કાર—

આ તેમજ ત્યાર પછીનાં બે પદ્યો પણ છઠ્ઠા, સાતમા અને આઠમા પદ્યની માફક પાદાંત-સમચતુરક્ષરપુનરાવૃત્તિરૂપ યમકથી શોભે છે.

ॐ ॐ ॐ ॐ

---

૧-૨ એકલી સ્પર્શન ઇન્દ્રિયવાળા એકેન્દ્રિય જીવને 'સ્થાવર' કહેવામાં આવે છે, જ્યારે બેથી પાંચ ઇન્દ્રિયવાળાં જીવોને 'ત્રસ' સંબોધવામા આવે છે. આ સબંધમા વિચારો ન્યાયકુસુમાંજલિનો પચમ સ્તબક.

जिनवाणीविलासः—

व्याप्ताखिलविष्टपत्रया
पदचम्वा नयपुष्टपत्त्रया ।
या मुनिभिरभाजि नो दिता
सा वागस्तु मुदे जिनोदिता ॥ १५ ॥

—वैता०

## टीका

या यतिभिः अभाजि-सेविता । किंभूता ? व्याप्तं अखिलं विष्टपत्रयं यया सा तथाभूता । कया व्याप्तं ? पदचम्वा । किंभूतया ? नया एव पुष्टानि पत्त्राणि-वाहनानि यस्याः सा तया । नो दिता-अखण्डिता ॥ १५ ॥

## अन्वयः

नय-पुष्ट-पत्त्रया पद-चम्वा व्याप्त-अखिल-विष्टप-त्रया या मुनिभिः अभाजि, सा जिन-उदिता नो दिता वाग् मुदे अस्तु ।

## શબ્દાર્થ

व्याप्त (धा० आप्)=વ્યાપેલું, પૂર્ણ.
विष्टप=ભુવન.
त्रय=ત્રણનો સમૂહ.
व्याप्ताखिलविष्टपत्रया=વ્યાપ્ત કર્યું છે સમસ્ત ત્રૈલોક્યને જેણે એવા
पद=પદ, વાક્યનો એક ભાગ.
पदचम्वा=પદોના સૈન્ય વડે.
पुष्ट (धा० पुष्)=પોષેલુ.
पत्त्र=વાહન.
नयपुष्टपत्त्रया=નયોરૂપી પુષ્ટ વાહનો છે જેમાં એવા.
या (मू० यद्)=જે.
मुनिभिः (मू० मुनि)=મુનિઓ વડે.
अभाजि (धा० भज्)=સેવાતી હવી.
नो=નહિ.
दिता (मू० दित)=ખણ્ડિત.
वाग् (मू० वाच्)=વાણી.
मुदे (मू० मुद्)=હર્ષને માટે.
उदित (धा० वद्)=પ્રરૂપેલ, ઉચ્ચારેલ.
जिनोदिता=જિનેશ્વરે પ્રરૂપેલી.

## શ્લોકાર્થ

જિન-વાણીની મનોમોહકતા—

"નયરૂપી પુષ્ટ વાહનો છે જેમાં એવાં પદોના સૈન્ય વડે વ્યાપ્ત કર્યું છે સમસ્ત ત્રૈલોક્યને જેણે એવી જે (જિન-વાણી) મુનિઓ વડે (પણ) સેવાતી હવી (અર્થાત્ જેનો મુનિવરોએ પણ આશ્રય લીધો), તે જિનેશ્વરે ઉચ્ચારેલી તેમજ અખંડિત એવી વાણી (હે ભવ્ય-જન ! તમારા) હર્ષને માટે થાઓ."—૧૫

प्रज्ञप्तिदेव्याः स्तुतिः—

तन्वाऽब्जमहादलाभया
सह शक्त्याऽतुलमोदलाभया ।
मम भवतु महाशिखण्डिका
'प्रज्ञप्ती' रिपुराशिखण्डिका ॥ १६ ॥ ४ ॥

—वैता०

## टीका

प्रज्ञप्तिदेवता मम रिपुराशिखण्डिका भवतु । किंविधा ? तन्वा-शरीरेणोपलक्षिता । किंविशिष्टया ? अब्जस्य महच्च तद् दलं च तद्वत् आभा-छाया यस्याः सा तया । तथा सह शक्त्या-सायुधेन । कीदृशा शक्त्या ? अतुलमोदस्य लाभो यस्याः सकाशात् सा तया । महान् शिखण्डी-मयूरो वाहनं यस्याः सा ॥ १६ ॥

## अन्वयः

अब्ज-महत्-दल-आभया तन्वा, अतुल-मोद-लाभया (च) शक्त्या सह (उपलक्षिता) महत्-शिखण्डिका 'प्रज्ञप्तिः' मम रिपु-राशि-खण्डिका भवतु ।

## શબ્દાર્થ

तन्वा ( मू० तनु )=દેહ વડે.
अप्=જલ.
अब्ज=જલમાં ઉત્પન્ન થાય તે, કમલ.
दल=પત્ર.
अब्जमहादलाभया=કમલના મહાપત્ર જેવી કાંતિ છે જેની એવા.
सह=સહિત.
शक्त्या ( मू० शक्ति )=શક્તિ ( આયુધ-વિશેષ ) વડે, એક જાતના અસ્ત્રથી.
मोद=હર્ષ.
लाभ=લાભ, ફાયદો.
अतुलमोदलाभया=અનુપમ હર્ષનો લાભ છે જે દ્વારા એવા
भवतु ( धा० भू )=થાઓ.
शिखण्डिन्=મયૂર, મોર.
महाशिखण्डिका=મોટો મોર છે ( વાહન ) જેનું એવી.
प्रज्ञप्तिः ( मू० प्रज्ञप्ति )=પ્રજ્ઞપ્તિ ( દેવી ).
खण्डिका=ખણ્ડન કરનારી, નાશ કરનારી.
रिपुराशिखण्डिका=શત્રુ-સમૂહનો નાશ કરનારી.

## શ્લોકાર્થ

પ્રજ્ઞપ્તિ દેવીની સ્તુતિ—

"કમલના મહાપત્રના જેવી કાંતિ છે જેની એવા દેહ વડે તેમજ અનુપમ હર્ષનો લાભ છે જે દ્વારા એવા શક્તિ ( નામના અસ્ત્ર ) વડે ઉપલક્ષિત તથા વળી મહાન્ મયૂર છે (વાહન) જેનું એવી પ્રજ્ઞપ્તિ (દેવી) મારા વૈરિ-વર્ગનો વિનાશ કરનારી થાઓ."—૧૬

निर्वाणकलिकायाम्—

"प्रज्ञप्तिं श्वेतवर्णां मयूरवाहनां चतुर्भुजां वरदशक्तियुक्तदक्षिणकरां मातुलिङ्गशक्तियुक्तवामहस्तां चेति ।"

नि. सा. प्रेस.

## સ્પષ્ટીકરણ

**પ્રજ્ઞપ્તિ દેવીનું સ્વરૂપ—**

'પ્રકૃષ્ટ છે જ્ઞાન જેને વિષે તે પ્રજ્ઞપ્તિ' એમ **પ્રજ્ઞપ્તિ** શબ્દ ઉપરથી જોઇ શકાય છે. આ **પ્રજ્ઞપ્તિ** પણ એક વિદ્યા-દેવી છે. તેને બે હાથ છે. તે એક હાથમાં શક્તિ નામનું આયુધ રાખે છે, જ્યારે બીજા હાથમાં તે કમલ રાખે છે. એની કાંતિ પણ કમલ-સમાન છે. વિશેષમાં એને મોરનું વાહન છે. વિચારો આ હકીકતને સારૂ નીચેનો શ્લોકઃ—

" शक्तिसरोरुहहस्ता, मयूरकृतयानलीलया कलिता ।
प्रज्ञप्तिर्विज्ञप्तिं, शृणोतु नः कमलपत्त्राभा ॥" —આર્યા
—આચાર૦ પત્રાંક ૧૬૧.

**નિર્વાણ-કલિકા**માં તો આ દેવીને ચાર હાથવાળી વર્ણવી છે. એને લગતો ઉલ્લેખ નીચે મુજબ છેઃ—

**"तथा प्रज्ञप्तिं श्वेतवर्णां मयूरवाहनां चतुर्भुजां वरदशक्तियुक्तदक्षिणकरां मातुलिङ्गशक्तियुक्तवामहस्तां चेति"**

અર્થાત્—**પ્રજ્ઞપ્તિ** દેવીનો વર્ણ શ્વેત છે અને મોર એ એનું વાહન છે. વળી એને ચાર હાથ છે. તેના જમણા બે હાથ વરદ અને શક્તિથી વિભૂષિત છે, જ્યારે ડાબા બે હાથ બીજોરા અને શક્તિથી અલંકૃત છે.

## ५ श्रीसुमतिजिनस्तुतयः

अथ श्रीसुमतिनाथस्य स्तुतिः—

कुर्वन्तमुरुप्रभं जनं
नम्रमनङ्गतरुप्रभञ्जनम् ।
भक्त्या नुत सन्महोदयं
'सुमति'जिनं विकसन्महोदयम् ॥ १७ ॥

—वैता०

### टीका

भक्त्या नुत-स्तुत सुमतिजिनम् । किंविधं ? कुर्वन्तं जनं उरुप्रभं नम्रं सन्तम् । जिनं किंविधं ? अनङ्गतरोः प्रभञ्जनं-समीरम्, सन्तौ-शोभने महश्च पूजा दया च महोदये यस्य तं सन्महोदयम्, विकसन् महान् उदयः-प्रादुर्भावो यस्य तम् ॥ १७ ॥

### अन्वयः

नम्रं जनं उरु-प्रभं कुर्वन्तं, अनङ्ग-तरु-प्रभञ्जनं, सत्-महस्-दयं, विकसत्-महत्-उदयं 'सुमति'-जिनं भक्त्या नुत ।

### શબ્દાર્થ

कुर्वन्तं ( मू० कुर्वत् )=કરનારા.
उरु=વિસ્તીર્ણ, વિશાળ.
प्रभा=કાન્તિ, તેજ.
उरुप्रभं=મહાતેજસ્વી.
जनं ( मू० जन )=મનુષ્યને.
नम्रं ( मू० नम्र )=પ્રણામશીલ.
अनङ्ग=કામદેવ, કંદર્પ.
तरु=વૃક્ષ, ઝાડ.
प्रभञ्जन=પવન.
अनङ्गतरुप्रभञ्जनं=કંદર્પરૂપ વૃક્ષ પ્રતિ પવન (સમાન).
भक्त्या ( मू० भक्ति )=ભક્તિ વડે, શ્રદ્ધાપૂર્વક.
नुत ( धा० नु )=તમે સ્તુતિ કરો.
सत्=શોભનીય, પ્રશંસનીય.
महस्=પૂજા, અર્ચન.
दया=દયા, કરૂણા.
सन्महोदयं=પ્રશસનીય છે પૂજા અને દયા જેની એવા.
सुमति=સુમતિનાથ, પંચમ તીર્થંકર.
सुमतिजिनं=સુમતિ જિનને.
उदय=ઉદય.
विकसन्महोदयं=વિકાસ પામતો છે મહાન્ ઉદય જેનો એવા.

## શ્લોકાર્થ

**શ્રીસુમતિનાથની સ્તુતિ—**

"નમનશીલ નરોને મહાતેજસ્વી કરનારા એવા, વળી પ્રશંસનીય છે પૂજા અને દયા જેની એવા, તેમજ વિકાસ પામતો છે મહોદય જેનો એવા [1]સુમતિ જિનને (હે ભવ્યો!) તમે ભક્તિપૂર્વક સ્તવો."—૧૭

## સ્પષ્ટીકરણ

**પદ્ય-ચમત્કાર—**

આ તેમજ ત્યાર પછીનાં બે પદ્યો પણ દ્વિતીય પદ્યની માફક પાદાંતસમપંચાક્ષરપુનરાવૃત્તિરૂપ યમકથી અલંકૃત છે.

＊　＊　＊　＊

**जिनसमूहस्य प्रार्थना—**

> पोतत्वं वै भवोदधौ
> 　पततां यो गुरुवैभवो दधौ ।
> वितरतु सोऽतामसं वरं
> 　निवहस्तीर्थकृतामसंवरम् ॥ १८ ॥

—वैता०

## टीका

यो निवहः । वै पूरणे । भवोदधौ पततां—निमज्जतां पोतत्वं दधौ-धृतवान् । गुरु-बृहत्प्रमाणं वैभवं यस्य सः । स निवहः अतामसं—अज्ञानाभावं वरं असंवरं—निष्प्रमाणं वितरतु ॥ १८ ॥

## अन्वयः

यः गुरु-वैभवः भव-उदधौ पततां पोतत्वं वै दधौ, सः तीर्थ-कृतां निवहः अ-तामसं वरं अ-संवरं वितरतु ।

## શબ્દાર્થ

पोत=નૌકા, હોડી.
पोतत्वं (मू० पोतत्व)=નૌકાપણાને.
वै=(૧) નિશ્ચયવાચક અવ્યય, (૨) પાદ-પૂર્તિના અર્થમાં.
उदधि=સમુદ્ર.
भवोदधौ=સંસારરૂપી સમુદ્રને વિષે.
पततां (मू० पतत्)=પડતા.
गुरुवैभवः=વિસ્તીર્ણ છે સંપત્તિ જેની એવા.
दधौ (धा० धा)=ધારણ કર્યું.
वितरतु (धा० तॄ)=અર્પણ કરો.
तामस=અજ્ઞાનવિષયક.
अतामसं=અજ્ઞાનના અભાવરૂપ.
वरं (मू० वर)=વરદાન.
निवहः (मू० निवह)=સમુદાય.
तीर्थकृतां (मू० तीर्थकृत्)=તીર્થંકરોનો.
संवर=રોકાણ, અટકાયત.
असंवरं=રોકાણ વિના, અવિચ્છિન્નપણે.

---

૧ આ પંચમ તીર્થંકર સુમતિનાથના ચરિત્ર પરત્વે સ્તુતિ-ચતુર્વિંશતિકા (પૃ૦ ૭૮)માં વિહગાવલોકન કરાવવામાં આવ્યું છે.

### શ્લોકાર્થ

જિન-સમુદાયને પ્રાર્થના—

"જે મહાવૈભવશાળી (સમુદાયે) સંસાર-સમુદ્રમાં પડતા (અર્થાત્ ડૂબી મરતા જીવો)ના નૌકાપણાને ઉચિત ધારણ કર્યું (અર્થાત્ તેમનું રક્ષણ કરવામાં નૌકાની ગરજ સારી), તે તીર્થંકરોનો સમુદાય (હે ભવ્યો! તમને) અજ્ઞાનના અભાવરૂપ અભીષ્ટને અવિચ્છિન્નપણે અર્પો."—૧૮

* * * *

जिन-वाण्यै प्रणामः—

> छिन्ते भववासदाम या
> जिनवाक् साऽतिशिवा सदा मया ।
> विनताऽभ्यधिकामसङ्गतां
> यच्छतु च च्युतकामसङ्गताम् ॥ १९ ॥
>
> —वैता०

### टीका

भवः-संसारस्तस्मिन् वसनं-वासः स एव दाम-बन्धनं छिन्ते-छिनत्ति या वाणी सा सर्वदा मया विनम्यतामिति क्रियाशंसायां "भूतवच्चेत्याशंसायां" (भूतवच्चाशंस्ये वा) (सिद्ध० अ० ५, पा० ४, सू० २) निष्ठाप्रत्ययः। न केवलं मया विनम्यतां, किन्तु यच्छतु-च-ददातु च असङ्गतां-निःसङ्गत्वम्। सा वाक् किंभूता? अतीव शिवा। किंविधामसङ्गतां? अभ्यधिकाम्-अत्यनर्गलाम्। पुनः किं०? च्युता-क्षीणा कामस्य सङ्गता-समेकीभावता यस्याः सा ताम् ॥ १९ ॥

### अन्वयः

या भव-वास-दाम छिन्ते, सा अति-शिवा जिन-वाक् मया सदा विनता अभि-अधिकां च्युत-काम-सङ्गतां असङ्गतां च यच्छतु ।

### શબ્દાર્થ

छिन्ते (धा० छिद्)=કાપે છે, છેદી નાંખે છે.
वास=નિવાસ, રહેઠાણ
दामन्=દોરડું
भववासदाम=સંસાર-વાસરૂપી દોરડાને.
जिनवाक्=જિન-વાણી.
शिव=કલ્યાણકારી, માંગલિક.
अतिशिवा=અતિશય કલ્યાણકારી.
मया (मू० अस्मद्)=મારા વડે.
विनता (मू० विनत)=વન્દિત.
अभ्यधिकां (मू० अभ्यधिका)=સંપૂર્ણ, સર્વાંગ.
असङ्गतां (मू० असङ्गता)=નિ:સંગપણાને.
यच्छतु (धा० दा)=સમર્પો.
च्युत (धा० च्यु)=ક્ષીણ કરેલ
सङ्गता=સોબત, એકત્રિતપણું, સંગતિ.
च्युतकामसङ्गतां=નષ્ટ થઇ છે કંદર્પની સંગતિ જેમાં એવી.

निर्वाणकलिकायाम्—

"वज्रशृङ्खलां शङ्खावदातां पद्मवाहनां चतुर्भुजां वरदशृङ्खलान्वितदक्षिणकरां पद्मशृङ्खलाधिष्ठितवामकरां चेति ।"

नि. सा. प्रेस

### શ્લોકાર્થ

જિન-વાણીને પ્રણામ—

"જે (જિન-વાણી) સંસાર-વાસરૂપી દોરડાને છેદી નાંખે છે (અર્થાત્ જે સંસારમાંની રખડપટ્ટીનો અંત લાવે છે), તે અતિશય કલ્યાણકારી એવી જિન-વાણી મારા વડે વન્દિત થાઓ (એટલુંજ નહિ પણ) નષ્ટ થઇ છે રતિ-પતિની સંગતિ જ્યાં એવી સર્વાંગ નિઃસંગતા (પણ) (મને) સમર્પો."—૧૯

* * * *

वज्रशृङ्खलादेव्याः स्तुतिः—

> संस्मरत रतां कुशेशये
> कनकच्छविं दुरिताङ्कुशे शये ।
> अहिताद्रिहवज्रशृङ्खलां
> धरमाणामिह वज्रशृङ्खलाम् ॥ २० ॥ ५ ॥

—वैता०

### टीका

वज्रशृङ्खलां देवतां संस्मरत । आसक्तां कुशेशये–कमले । अहिताः–शत्रवस्त एवाद्रयस्तान् हन्ति या सा अहिताद्रिघ्नी, सा चासौ वज्रशृङ्खला च ताम् । धरमाणां–दधानाम् । क्व ? शये–हस्ते । दुरितानामङ्कुशभूते ॥ २० ॥

### अन्वयः

कुशेशये रतां, कनक-छविं, दुरित-अङ्कुशे शये अहित-अद्रि-हन्-वज्रशृङ्खलां धरमाणां 'वज्रशृङ्खलां' इह संस्मरत ।

### શબ્દાર્થ

संस्मरत (धा० स्मृ)=તમે યાદ કરો, સ્મરણ કરો.
रतां (मू० रता)=આસક્ત, રાગી.
कुश=જલ.
शी=સુવું.
कुशेशये (मू० कुशेशय)=કમલને વિષે.
कनक=કાંચન, સુવર્ણ.
छवि=શોભા.
कनकच्छविं=કાંચનના સમાન શોભા છે જેની એવી.
दुरित=પાપ.
अङ्कुश=અંકુશ, હાથીને ઠીક ચલાવવાની આંકડ.
दुरिताङ्कुशे=પાપના અંકુશરૂપ.
शये (मू० शय)=હસ્તને વિષે.
हन्=હણવું, નાશ કરવો, ભેદવું.
वज्र=વજ્ર.
शृङ्खला=સાંકળ.
अहिताद्रिहवज्रशृङ्खलां=દુશ્મનરૂપી પર્વતને ભેદનારી વજ્રની સાંકળને.
धरमाणां (मू० धरमाणा)=ધારણ કરનારીને.
वज्रशृङ्खलां (मू० वज्रशृङ्खला)=વજ્રશૃંખલા (દેવી)ને.

## શ્લોકાર્થ

વજ્રશૃંખલા દેવીની સ્તુતિ—

"કમલને વિષે આસક્તિ ધરાવનારી તથા કાંચનના જેવી શોભાવાળી તેમજ પાપને (કાબુમાં રાખવામાં) અંકુશસમાન એવા હસ્તમાં શત્રુરૂપી પર્વતોને ભેદનારી વજ્રની સાંકળને ધારણ કરનારી એવી વજ્રશૃંખલા (દેવી)નું આ જગત્‌માં (હે ભવ્યો!) તમે સ્મરણ કરો."—૨૦

## સ્પષ્ટીકરણ

પદ્ય-ચમત્કાર—

આ પદ્યનાં પ્રથમનાં બે ચરણોમાં છેવટના પાંચ પાંચ અક્ષરો સમાન છે, જ્યારે બાકીનાં બે ચરણોમાં છેવટના છ છ અક્ષરો સમાન છે. આ ઉપરથી જોઇ શકાય છે કે અત્ર પ્રથમ પદ્યથી ઉલટી હકીકત છે.

વજ્રશૃંખલા દેવીનું સ્વરૂપ—

દુષ્ટ જનોનું દમન કરવાને માટે વજ્ર જેવી દુર્ભેદ્ય શૃંખલાને જે હસ્તમાં ધારણ કરે છે, તે 'વજ્રશૃંખલા' એ વજ્રશૃંખલાનો વ્યુત્પત્તિ-અર્થ છે. આ પણ એક વિદ્યા-દેવી છે. આ દેવી એક હાથમાં શૃંખલાને ધારણ કરે છે અને બીજા હાથમાં ગદા રાખે છે. વળી તે કનકસમાન પીતવર્ણી છે અને પદ્મ એ એનું આસન છે. આ વાતની નીચેનો શ્લોક પણ સાક્ષી પૂરે છે:—

"सशृङ्खलगदाहस्ता, कनकप्रभविग्रहा ।
पद्मासनस्था श्रीवज्र-शृङ्खला हन्तु नः खलान् ॥".

—આચાર-દિનકર, પત્રાંક ૧૬૧.

નિર્વાણ-કલિકામાં તો આ દેવીના સંબંધમાં જૂદો ઉલ્લેખ છે. ત્યાં તો કહ્યું છે કે "तथा वज्रशृङ्खलां शङ्खावदातां पद्मवाहनां चतुर्भुजां वरदशृङ्खलान्वितदक्षिणकरां पद्मशृङ्खलाधिष्ठितवामकरां चेति" અર્થાત્ વજ્રશૃંખલા દેવી શંખના જેવી શુદ્ધ છે અને તેને પદ્મનું વાહન છે. વિશેષમાં તેને ચાર હાથ છે. તેના જમણા બે હાથ વરદ અને શૃંખલાથી શોભે છે, જ્યારે ડાબા બે હાથ પદ્મ અને શૃંખલાથી અલંકૃત છે.

अथ श्रीपद्मप्रभनाथस्य स्तुतिः—

वर्णेन तुल्यरुचिसम्पदि विद्रुमाणां
पुष्पोत्करैः सुरगणेन दिवि द्रुमाणाम् ।
अभ्यर्चिते प्रमदगर्भमजे यशस्ये
'पद्मप्रभे' कुरुत भक्तिमजेयशस्ये ॥ २१ ॥

—वसन्त०[1]

## टीका

पद्मप्रभे भक्तिं कुरुत । प्रमदगर्भं यथा स्यात् । किंभूते जिने ? तुल्या रुचीनां संपद् यस्य तस्मिन् । केन समं ? वर्णेन । केषां ? विद्रुमाणां—प्रवालानाम् । पुनः किं० ? अभ्यर्चिते । कैः ? पुष्पोत्करैः । केषां ? देवलोकद्रुमाणां (तरूणाम्) । संसारे न जायते इत्यजः, तस्मिन् अजे । यशसि हितो यशस्यस्तस्मिन् । अजेयश्च ('शंसु स्तुतौ' शंसनीयः शस्यः) शस्यश्च तस्मिन् ॥ २१ ॥

## अन्वयः

विद्रुमाणां वर्णेन तुल्य-रुचि-सम्पदि, दिवि द्रुमाणां पुष्प-उत्करैः सुर-गणेन अभ्यर्चिते, अजे, यशस्ये, अजेय-शस्ये 'पद्मप्रभे' भक्तिं प्रमद-गर्भं कुरुत ।

## શબ્દાર્થ

वर्णेन ( मू० वर्ण )=વર્ણવડે, રંગવડે.
तुल्य=સમાન.
रुचि=કાંતિ.
तुल्यरुचिसम्पदि=સમાન છે શોભાની સંપત્તિ જેની એવા વિષે.
विद्रुमाणां ( मू० विद्रुम )=પરવાળાના.
पुष्प=કુસુમ, ફૂલ.
उत्कर=ઢગલો, સમૂહ.
पुष्पोत्करैः=ફૂલના ઢગલાઓ વડે.
सुरगणेन=દેવોના સમુદાય દ્વારા.
दिवि ( मू० दिव् )=સ્વર્ગમાં.
द्रुमाणां ( मू० द्रुम )=વૃક્ષોના.
अभ्यर्चिते ( मू० अभ्यर्चित )=પૂજાયેલા.
प्रमद=હર્ષ, આનંદ.
प्रमदगर्भं=હૃદયની અંદર આનંદ રહે તેમ.
अजे ( मू० अज )=નહિ જન્મ લેનારા.

---

૧ આ છંદના લક્ષણ સારૂ જુઓ પૃ૦ ૪-૫.

यशस्ये ( मू० यशस्य )=यशस्वी, कीर्तिमान्.
पद्मप्रभे ( मू० पद्मप्रभ )=पद्मप्रभने विषे.
कुरुत ( धा० कृ )=तमे करो.
भक्तिं ( मू० भक्ति )=भक्ति, सेवा.

जेय ( धा० जि )=जीती शकाय तेवा.
अजेय=कोइथी पण नहि जीतायेला.
शस्य ( धा० शंस् )=प्रशंसापात्र, प्रशंसनीय.
अजेयशस्ये=अजेय तेमज प्रशंसनीय.

## श्लोकार्थ

श्रीपद्मप्रभनी स्तुति—

" परवाळाना वर्णना समान छे कांतिनी संपत्ति जेनी एवा, वळी स्वर्गमांनां वृक्षोनां ( अर्थात् पारिजातकनां ) पुष्पना समूहो वडे देवताओना समुदाय द्वारा पूजायेला एवा, तेमज वळी जन्म-रहित तथा यशस्वी एवा, तथा अजेय अने प्रशंसा-पात्र एवा [1]पद्मप्रभ ( प्रभु )नी हर्षपूर्वक ( हे भव्यो ! ) तमे भक्ति करो. "—२१

## स्पष्टीकरण

पद्य-चमत्कार—

आ पद्यनां चारे चरणोमां छेवटना पांच पांच अक्षरो समान छे अर्थात् आ पद्य पादांत-समपंचाक्षरपुनरावृत्तिरूप यमकथी ञळकी रह्युं छे.

* * * *

समस्तजिनेश्वराणां स्तुतिः—

ये मज्जनोदकपवित्रितमन्दरागा-
स्तोषेण यानलमुपासत मन्दरागाः ।
घर्मोदयाब्धिपतने वनराजिनाव-
स्ते पान्तु नन्दितसदेवनरा जिना वः ॥ २२ ॥

—वसन्त०

## टीका

ते जिना वः पान्तु । ये जिना मज्जनोदकेन पवित्रीकृतो मन्दरागो-मेरुर्यैस्ते । तोषेण-हर्षेण । यान् जिनान् उपासत-सेवितवन्तः । के? मन्दो रागो येषां ते, एतावता साधवः । घर्मोदयः-कषायोदयः । अब्धिपतनं-संसारपतनम् । घर्मोदयश्च संसार( अब्धि )-पतनं च, अत्र समाहारद्वन्द्वो विधेयः । घर्मोदये वनराजितुल्याः, अब्धिपतने नावः(नौ)-कल्पाः । नन्दिताः-समृद्धिं नीताः सदेवनराः-सामरपुरुषा यैस्ते ॥ २२ ॥

## अन्वयः

ये मज्जन-उदक-पवित्रित-मन्दर-अगाः, यान् च मन्द-रागाः तोषेण अलं उपासत, ते घर्म-उदय-अब्धि-पतने वन-राजि-नावः, नन्दित-स-देव-नराः जिनाः वः पान्तु ।

---

[1] आ छठ्ठा तीर्थंकर श्रीपद्मप्रभना संबंधी टूंक हकीकत स्तुति-चतुर्विंशतिका ( पृ० ८० )मां आपवामां आवी छे.

## શબ્દાર્થ

उदक=જલ, પાણી.
पवित्रित=પાવન કરેલ.
मन्दर=[1]મેરૂ.
अग=પર્વત, ગિરિ.
मज्जनोदकपवित्रितमन्दरागाः=સ્નાન-જલ વડે પાવન કર્યો છે મેરૂ ગિરિને જેમણે એવા.
तोषेण (मू० तोष)=હર્ષભેર.
यान् (मू० यद्)=જેમને.
उपासत (धा० आस्)=સેવા કરતા હવા.
मन्द=મન્દ, કમજોર.
राग=રાગ.
मन्दरागाः=મન્દ પડી ગયો છે રાગ જેમનો એવા.
घर्म=તાપ, અગ્નિ.
अब्धि=સમુદ્ર.
पतन=પતન, પડવુ તે
घर्मोदयाब्धिपतने=તાપના ઉદય અને સમુદ્રમાંના પતનને વિષે.
वन=જલ.
राजि=પંક્તિ.
नौ=નાવ.
वनराजिनावः=જલની વૃષ્ટિ અને નૌકા (સમાન).
नन्दित (धा० नन्द्)=(૧) સમૃદ્ધ બનાવેલ, (૨) આનંદ પમાડેલ.
सह=સહિત.
नर=મનુષ્ય.
नन्दितसदेवनराः=(૧) સમૃદ્ધ બનાવ્યા છે દેવો અને મનુષ્યોને જેમણે એવા; (૨) આનંદ પમાડ્યો છે અમરો અને માનવોને જેમણે એવા.

## શ્લોકાર્થ

**સમસ્ત જિનેશ્વરોની સ્તુતિ—**

"જે (જિનવરોએ) (સ્નાન-) જલ વડે મેરૂ ગિરિને પાવન કર્યો છે તેમજ વળી શાન્ત થઇ ગયો છે રાગ જેમનો એવા (મુનિવરો) જેમની હર્ષભેર અત્યંત સેવા બજાવતા હવા, તે (કષાયરૂપી) તાપને (નષ્ટ કરવામાં) જલની વૃષ્ટિસમાન અને સમુદ્ર-નિમજ્જનથી (રક્ષણ કરવામાં) નૌકાસમાન એવા, તેમજ સમૃદ્ધ બનાવ્યા છે [અથવા આનંદ પમાડ્યો છે] દેવોને અને મનુષ્યોને જેમણે એવા જિનો (હે ભવ્ય જનો!) તમારૂં રક્ષણ કરો."—૨૨

## સ્પષ્ટીકરણ

**પદ્ય-ચમત્કાર—**

પદ્ય-ચમત્કારના સંબંધમાં આ પદ્ય વીસમા પદ્યને મળતું આવે છે; કેમકે યમકાદિકથી અલંકૃત પદ્યમાં વિસર્ગને લીધે થતી ભિન્નતા લેખે ગણાતી નથી. કહ્યું પણ છે કે—

> "यमक-श्लेष-चित्रेषु, बवयोर्डलयोर्न भित्।
> नानुस्वारविसर्गौ च चित्रभङ्गाय सम्मतौ ॥"
>
> -વાગ્ભટાલંકાર.

卐 卐 卐 卐

---

૧ આ પર્વતના શાસ્ત્રમાં સોળ નામો આપ્યાં છે તે પૈકી 'મન્દાર' એ એક છે. આ વાતની જમ્બૂદ્વીપ-પ્રજ્ઞપ્તિ (ચતુર્થ વક્ષસ્કાર) સાક્ષી પૂરે છે

जिनमतविचारः—

शच्यादिदिव्यवनितौघधवस्तुत ! त्व-
मव्याहतोदितयथाविधवस्तुतत्त्व ! ।
स्थानं जिनेन्द्रमत ! नित्यमकम्प्रदेहि
जन्माद्यनन्तविपदां शमकं प्रदेहि ॥ २३ ॥

—वसन्त०

## टीका

हे जिनेन्द्रमत ! त्वं प्रकर्षेण देहि स्थानम् । हे शच्यादेः-इन्द्राण्यादेः दिव्यवनितौघस्य धवा-भर्तारस्तैः स्तुत ! । अव्याहतं-अनाहतं उदितं यथाविधं वस्तुतत्त्वं येन तस्यामन्त्रणे । किंविधं स्थानं ? नित्यं अकम्प्रा देहिनो यस्मिंस्तत् । जन्मादयश्च ता अनन्ता विपदश्च तासां शमकम् ॥ २३ ॥

## अन्वयः

शची-आदि-दिव्य-वनिता-ओघ-धव-स्तुत ! अव्याहत-उदित-यथाविध-वस्तु-तत्त्व ! जिन-इन्द्र-मत ! त्वं नित्यं अ-कम्प्र-देहि, जन्म-आदि-अनन्त-विपदां शमकं स्थानं प्रदेहि ।

## શબ્દાર્થ

**शची**=ઇન્દ્રાણી.
**वनिता**=લલના, અંગના, નારી.
**ओघ**=સમૂહ.
**धव**=પતિ, ધણી.
**शच्यादिदिव्यवनितौघधवस्तुत !**=હે ઇન્દ્રાણી પ્રમુખ દિવ્યાંગનાઓના સમૂહના પતિઓ વડે સ્તુતિ કરાયેલ !
**त्वं** ( મૂ० युष्मद् )=તું.
**अव्याहत** ( ધા० हन् )=અખંડિત, નિર્બાધિત.
**उदित** ( ધા० इ )=ઉદય પામેલ, ઉદયમાં આવેલ.
**यथा**=જેમ.
**विध**=પ્રકાર.
**यथाविध**=જેમ જોઇએ તેમ.
**तत्त्व**=તત્ત્વ, સાર.
**अव्याहतोदितयथाविधवस्तुतत्त्व !**=નિર્બાધિત છે તેમજ ઉદયમાં આવેલ છે યથાવિધ પદાર્થ-તત્ત્વ જેમાં એવા ! (સં૦).
**स्थानं** ( મૂ० स्थान )=સ્થાનને, પદને.
**इन्द्र**=મુખ્ય
**जिनेन्द्रमत !**=હે જિનેશ્વરના સિદ્ધાન્ત !
**नित्यं**=સર્વદા.
**कम्प्र**=ધ્રૂજનારા.
**अकम्प्र**=નહિ ધ્રૂજનારા
**देहिन्**=પ્રાણી, જીવ.
**अकम्प्रदेहि**=ધ્રૂજતા નથી જીવો જેને વિષે એવા.
**जन्म** ( મૂ० जन्मन् )=જન્મ, ઉત્પત્તિ.
**अनन्त**=અન્ત-રહિત, નિ સીમ.
**जन्माद्यनन्तविपदां**=જન્માદિક અનન્ત આપત્તિઓના.
**शमकं** ( મૂ० शमक )=નાશ કરનારા, શાંત કરનારા.
**प्रदेहि** ( ધા० दा )=આપ.

## શ્લોકાર્થ

જિન-મતનો વિચાર—

" હે ઇન્દ્રાણી પ્રમુખ દિવ્યાંગનાઓના સમુદાયના પતિઓ વડે (અર્થાત્ ઇન્દ્રો દ્વારા) સ્તુતિ કરાયેલ ( જૈન આગમ ) ! ( કુવાદીઓની યુક્તિઓથી ) અખંડિત છે તેમજ વળી

निर्वाणकलिकायाम्—

"वज्राङ्कुशीं कनकवर्णां गजवाहनां चतुर्भुजां वरदवज्रयुतदक्षिण-करां मातुलिङ्गाङ्कुशयुक्तवामहस्तां चेति ।"

 नि मा प्रेस.

